# सुंदर कामदारनी वार्ता.

ચોપાઈ તથા મુખછાયા સાથે

૪૩૫૩

छपावी प्रसिद्ध करनार.

બુકસેલર

## माहादेव रामचंद्र.

અમદાવાદમાં

પાનકોરને નાકે ગાંધીની વાડીમાં

શા. નથુભાઈ રતનચંદ મારફતીઆએ

પોતાના એંગ્લોવર્નાક્યુલર પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૪૬—સન ૧૮૯૦

# ૪૩૬૩

# सुंदर कामदारनी वार्ता.

**શ્રી ગણેશાયનમઃ શ્રી સારદાએ નમઃ**

**પુરવછાયા.** પ્રથમ સારદા વરણવું, ગણપત લાગુ પાય; નવીચળ વાણી આપજો, મયા કરો તમે માય. ૧ આખ્યાન કહું સુંદર તણું, જે સતવાદી કેહેવાય, સાંભળતાં સુખ ઉપજે, માહારી આશા પુરી થાય. ૨ વર્ણતાલ કહે તમે સાંભળો, સદગુણી રાજન વીર; સુનીને ઉત્તર દીજીએ, આખ્યાન કહું છું ધીર. ૩ નગર એક કનકાવતી, ત્યાં કનકસેન રાજન; રાજ્ય અતી રળીઆમણું જોઈને હરખે મન. ૩ **ચોપાઈ** તેના નગરી છે ઉત્તર દીશે, તેમાં વરણ અઢારે વસે; રાજકુળ વસે છત્રીસ, બ્રાહ્મણ વસે શહસ્ત્ર બત્રીસ ૫ વેહેવારીયા વસે શહસ્ત્ર અઢાર, ક્ષત્રી વસે ત્યાં શહસ્ત્ર ચાર; આઠ શહસ્ત્ર વસે સોની કંસાર, રંગારા ત્યાં શહસ્ત્ર ચાર. ૨ પાંચ શહસ્ત્ર ઘર સાળવી તણાં, છીપા પાસા વસે ત્યાં ઘણાં; ભાટ ને ચીતારા રેહે સાર, વણઝારા વળી રેહે લુહાર. ૭ તે નગરી વરણી ન જાય., ત્યાં કનકસેન રાજાય; પુત્ર ચાર રાજાને હોય, મહા બુધિવંત નહાનો હોય. ૪ **પુરવછાયા.** કનકસેન રાજા સહી, તેને ચાર છે તન. પદમાવતી નારી સહી. વર્ણલોચન પરધાન. ૯ **ચોપાઈ.** સબળસેન મોટાનું નામ. માનસેન બીજાનું નામ; ધરમસેન ત્રીજો કેહેવાય; સુંદરસેન ચોથો રાય. ૧૦ **પુરવછાયા.** એક દીવસ તેને સમે, સભા ભરી રાજન; માન દઈ બોલાવીયા, ચારે જે નીજ તન ૧૧, **ચોપાઈ.** મોટા પુત્રને પુછે રાજન, કોને નશીબે જમે તું અન; જુઠું બોલે તને મારી આણ, સાચુ કહુ છું તને પરમાણ. ૧૨. **પુરવછાયા.** કુંવર વીચારી બોલિયો, ધીરજ રાખી મન; તમ નશીબે જમીએ સહી, પીતાજી જાણજો અન. ૧૩ અમે છોરૂ તમ તણાં, જુઠું નહી લગાર; સત્ય વચન તમને કહુ, સાચુ માનો રાય. ૧૪ **ચોપાઇ.** તેડયો બીજો પોતાનો તન, તેને એક કહ્યું વચને; સાચી વાત કહો આ દન, કોને નશીબે જમે તું અન. ૧૫ તમે જુઠું માં કહેશો લગાર; સાચી વાત કરો નીરધાર; જેવું હોય તેવું કહો નીરવાણ; નહી તો તુજને મારી આણ. ૧૬ **પુરવછાયા.** બીજો પુત્ર બોલ્યો સહી, સુણો પીતાજી વચન; તમ નશીબે જમીએ સહી, પીતાજી જાણજો અન. ૧૭ મોટી

મોહોલને માળીયાં, ગજ રથને ભંડાર, તમ નશીબે ભોગવું, સાચુ કહુ નીરધાર. ૧૮ **ચોપાઈ.** તેડયો પુત્ર ત્રીજો તેણીવાર, રાજા બોલ્યો મુખ વીચાર; સાચુ કુંવર વદોરે વચન, કેને નશીબે જમે તું અમ. ૧૯ તે તો પુત્ર વદે તેણીવાર, સાંભળો પીતાજી કહુ વીચાર, તમ થકી આપની કાય, તે માટે ખોટુ ન બોલાય. ૨૦ આ પ્રભુ છેજી તમારૂ ગાત્ર, તેમાં અન તે કોણુજ માત્ર, એમ કહીને છાનો થાય, તેડયો ચોથો સુંદર રાય. ૨૧ **પુરવછાયા.** રાએ સુંદર તેડીઓ, નાનડીઓ તે કુમાર, તેને રાયે પુછીયું, સાચું કહો આણીવારે. ૨૨ લાડકવાયો પુંત્ર સહી, સાચું બોલો વચન, તે માટે તમને કહુ, કેને નશીબે જમે તું અન. ૨૩ વચન એવાં સાંભળી, સુંદર બોલ્યો તેણીવાર, પીતા મુરખ દીસે સહી, ધીક ધીક અવતાર. ૨૪ **ચોપાઈ.** સુંદર બોલ્યો મુખથી વાણ, પીતાજી કાંઈ મન સુજાણ; નશીબ સરવનાં ભેળાં તાત, તેમાં ખોટી નહી કાંઈ વાત. ૨૫ હંકાર નવ આણીએ મન, સઉને આપનારો જગજીવન, ઉદરમાં જીવ રહે હજાર, રક્ષા કરે છે દેવ મોરાર. ૨૬ આગળથી દૂખ માતાને હોય, પછે જનમ ત્યાં પામે સોય. પ્રાણી માથે ઉપાડે ભાર, ખોટા થાય તેનો અવતાર, ૨૭ જન્મ દીધો તમે મને તાત, નશીબે કરે તે સાચી વાત, નાનો પુત્ર એમ બોલ્યો વણ પીતા સાચુ માનો પરમાણ. ૨૮ **પુરવછાયા.** વચન એવા સાંભળી, ચઢી રાયને રીસ; ચરણુ કેરી આંગળીથી, ઝવાળા ઉડી શીશ. ૨૯ છે કોઈ અહી હાજર સહી, આના ઉતારો શણુગાર; કાઢો મારી નજર થકી, ન રહે નગર મોઝાર. ૩૦ આપ કરમી એતો સહી, જોવું પારખું જાણ; આડી વાત કોઈ જે કરે, તેને માહારી આણ. ૩૧ કાઢો કુંવરને ત્યાં થકી, તે આવ્યો માતા પાસ; ઝાંખુ મુખ દેખી કરી, માએ મુકયો નીશ્વાસ. ૩૨ **ચોપાઈ.** માતા મુખથી બોલી વાણ, સાંભળ પુત્ર ચતુર સુજાણ; કાણે દુભીયો તુજને તાત, સાચી કહોને મુજને વાત. ૩૩ બોલ્યો સુંદર મુખથી સોય, કરમે લખ્યું તે પાછું ન હોય; પીતાએ કાઢયો મુજને બહાર, હું તો જઈશ વન મોઝાર. ૩૪ વચન એ સુંતનાં સાંભળી, રાણી મનમાં ઘણું કળકળી; રાજાને કહે કરી પરણામ, શો ગુનો છે પુત્રનો સ્વામ. ૩૫ રાજાએ ક્રોધ કર્યો તેણીવાર, બોલીશ તો તુને મારીશ ઠાર; ૩૬ **પુરવછાયા** તારે રાણી રૂદન કરે ઘણું, જોતાં તેણીવાર; પુત્ર પધારે વન વીખે, પ્રાણ તજુ આ વાર; ૩૭ **ચોપાઇ.** તોટક રાણી બોલી વાણ, સાંભળો

રાજા ચતુર સુજાણ; હવે હું તજુ મારા પ્રાણ, પુત્ર વીના ન રહું નીરવાણુ. ૩૯ પુત્ર વીના અડવું બોલે જન,પુત્ર સમું નહી કોઈ ધન; રાણી કરે અતી રૂદન, પુત્રવિના ઘર જેવું વન;પુત્રવીના પીયર નહી માન; પુત્રવીના મંદીર સમશાન; પુત્ર વીના ઉજડ ઘર રાન, પુત્રવીના ના આવે ધાન. ૪૦ મારૂ રીસાઈ જાય છે રતન, મેહેર કરે તું જુગજીવન; એમ કહેને સુંદર સામું જુવે, સુતને કહે વળગીને રૂવે. ૪૧ સુંદર માતાને લાગ્યો પાય, આશીશ દો તમે મારી માય. તમ વચને સહુ સીધી થાય, આજ્ઞા દો વનમાં જાઉ માય; ૪૨ વળી કહેછે માતાને વાત, કોની માતાને કોનો તાત; સાથે આવશે પુન્ય ને પાપ, અમો તો વન ચાલશું આજ. ૪૩ પ્રાણી ગરવ કરેછે જે કોય, પાછળથી તેને પસ્તાવો હોય; હુતો બીહુ ન લગાર, મારે પણ મરવું એક વાર. ૪૪ ખોટે ખોટો છે આ સંસાર, તે માટે ભજી લઉ કીરતાર; હુકમ હશે આવ્યાનો શ્રી હરી, તો મળીશું માતા તમને ફરી.૪૫ **પુરવછાયા.** શીખ આપો મુજ માવડી, કહુછુ વારંવાર; જીવીશું તો આવીશું, નહી તો કોટીક જુહાર.૪૬ માતા વળતી એમ વદે, તુજવણુ નવ રેહેવાય; નેન પડેછે નીસરી, મારૂં કાલજ કડકા થાય. ૪૭ **ચોપાઈ** આશીશ દેઈ કહે વેહેલા આવજો,સ્ત્રી ચાર પરણી લાવજો; એમ માતા દીએ આશીશ, તમે જીવજો કરોડ વરીસ. ૪૮ ચાલ્યો એકલો વન મોઝાર, બાર નીશરયો રાજકુમાર; શુકન રૂડા થયા નીરધાર, ચાલ્યો કુંવર ગામથી બહાર. ૪૯ **પુરવછાયા.** એક વીપ્ર વદન સુખડે ભરયો, ધેનુર વાંછી જાય; વરકન્યા પરણી મળ્યાં દેખી રીઝયો કુમાર. ૫૦ માલણ પુષ્પ લઈ મળી, પુત્રવંતી એક નાર શકુન સઉ સારા થયા, જોઈ હરખ્યો તે ઠાર. ૫૧ **ચોપાઈ.** હરખ પામ્યો તે રાજકુમાર. ચાલ્યો વેગથી વનમોઝાર; હાવે મુદ્રીકા રહી છે જેહ, વાટ ખરચીમાં પાસે તેહ ૫૨ શુકન વંદી ચાલ્યો જેટલે, પ્રધાન પૂત્ર મળ્યો તેટલે; સ્નેહી મીત્ર તે સુંદરનો થાય, પુછે શાબદા થઆ કોપ્યા રાય. ૫૩ વાત વીસ્તારી કહો મુજ ભ્રાત, તવ કુંવર બોલ્યો સાક્ષાત; દેશવટો દીધો રાજન, તેથી હવે જાશું અમે વંન. ૫૪ તવ પ્રધાન પુત્ર બોલ્યો વાણુ, અમે ભેળા આવશું જાણુ; તુજ વીના તે કેમ રેહેવાય, ઘડી એક વરસની થાય. ૫૫ સુંદર કહે પાછા જાઓ વીર, વનમાં વેઠવું દુઃખ શરીર; સુણી મીત્ર બોલ્યો આં વચન, ભેળા આવીશ હું તો રાજન. ૫૬ બેઉ મળી ચાલ્યા જેટલે, વજીર પુત્ર મળ્યો તેટલે; તમે સાબદા થયા કાં બાઈ, તવ મુખથી બોલીયા રાય. ૫૭ દેશવટો દીધોરે તાત, કાઢીને કહી

સુદ્રે માત; વચન કુંવરનાં એમ સાંભળી, હુતો બેઠો આવીશ વ-
ળી. ૫૬ ત્રણ જણા મળી ચાલ્યા જેટલે, કોટવાળ પુત્ર મળ્યો તે-
ટલે; તેણે જુહાર કર્યો મહારાજ, શાળકા થયા તમે ક્યાં આજ.
૫૯ તેનું કારણ શું છે મંન, એમ આગળ કહોને વસંન; તારે
કુંવર બોલ્યો મુખથી વાણ, દેશવટો દીધો તાતે જાણ. ૬૦ માટે અમે
તે વન ચાલશું, કોટવાળ પુત્ર કહે ભેળા આવશું; પાછી વાત કુંવર
કહી, માની નહી અમે આવશું સહી. ૬૧ ચાર જણ ત્યાં ભેળા
થઇ, વન ચાલ્યા તે ત્યાં સહી; જોજન એક ચાલ્યા જેટલે, ત્યાં
અચરત દીઠું તેટલે ૬૨ ત્યાં સરીતા વહે સવળી, નાહાતાં પાપ
જાએ સહુ બળી; ત્યાં દેરાં શીતળ સહી, ચારે કુંવર ત્યાં આવ્યા
વહી. ૬૩ ઉતમ સ્થળ જોઇ ઉતર્યા તીયાં, રજની વાસો રહીશું
ઇંહાં; ચારે કહે ગમી એ વાત, સ્થીર થઇને બેઠા ભલી ભાત. ૬૪
એક બીજા પ્રત્યે કહી વાણ, કોઇ પાસે ધન નથી જાણ; રાજ કુંવ-
રને હાથે જેહ, મુદ્રીકા હુતી હેમની તેહ. ૬૫ તે લેઇને તે વેચવા
જાએ, દ્રવ્ય લઇ આવ્યા તે ઠાય; ત્યાં આવી કીધું ભોજન, ચારે
જણ સુતા તે દન. ૬૬ રાજકુંવર નીદ્રાવશ થયો, ચારે જણે વી-
ચારજ કર્યો. ૬૭ **પુરવછાયા.** ધન નથી કોઇની કને, જમવું
જોઇશે સાર; વનમાં દુખ અતીઘણું, એમ વીચારે નીરધાર. ૬૮
સુતો સુંદર મેહેલીયો, ત્રણે ઉઠી જાય; પ્રભાતે સુંદર ઉઠીયો, ત્રણે
નવ દેખે ચાય ૬૯ પછે કુંવર ઉઠી ચાલીયો, સોચ કરતો મંન;
પેલાએ કોઈ કેનું નહી, એમ વિચારે મંન. ૭૦ **ચોપાઈ.** પછે
મુદ્રીકા વેચી જેહ, હવે તેનું ઉપન્યુ તેહ; લઈ કુંવર તાંથી ચાલી
યો, ત્યાં સુંદર પંથે પળીયો. ૭૧ પછે માસ બે ચાલતાં થાય. છેટે
પોહોંચ્યો તે સુંદર રાય; ખરચી આવી રહી ત્યાં જાણ, અપવાસ
ત્રણ થયા નીરવાણ. ૭૨ એક નગર આવ્યું છે જ્યાંય, રતનપુર
તેનો કેહેવાય; તેમાં રતનસેન રાજન, તેજપાલ નામે પ્રધાન. ૭૩
તે નગર ઢુંકડાં આવ્યા સાર, તારે સુંદરે કર્યો વિચાર; નથી ખા-
વા કાંઈ માહારી પાસ, મુને ત્રણ થયા અપવાસ. ૭૪ તારે
વિચાર કર્યો સાર, એક બાંધ્યો કાષ્ટનો ભાર; તે ભારો લેઈ પરવર્યો,
નગર સમીપે લઈ નીસર્યો. ૭૫ ભલાં ભલો તું દીન દયાળ, કે દાહાડે
ન ઉપાડયા ભાર; આવ્યો નગર પાસે જેટલે, શુકન રૂડા થયા તેટલે
૭૬ **પુરવછાયા.** શુકન રાજાને રૂડા થયા, વર કન્યા પરણી, જાય;
બ્રાહ્મણ વેદ ભણે ઘણા, બોલે જય જયકાર. ૭૭ નગરની
શોભા અતીઘણી, મુખથી નવ કેહેવાય; સુવર્ણ કળસે નારીયો,

નીર ભરીને જાય. ૭૮ સુંદર ચાલ્યો તે નગરમાં, આવ્યો ચકુટા મોઝાર: ભારો લેઈને ઉભો રહ્યો, તે જોતાં તેને હાર. ૭૯ **પુરવછાયા.** સુંદર ઉભો તે ચકુટા મોઝાર, ત્યાં ભણાવે પંડયો નીશાળ; પંડયો બોલ્યો મુખથી વાણ, સુંદર કેરા ભારાને જાણ. ૮૦ સાદ કરાવ્યો જેટલે, સુંદર આવી ઉભો તેટલે; ભારાનું મુલ કરો તે તમો, જે માગો તે આપુ અમો. ૮૧ તારે સુંદર બોલ્યો વાણ, મુને અંન જોઇએ નીરવાણ; બે ટંક હું અંનજ જમુ, ભારો આપીને ભમતો ફરૂ. ૮૨ ત્યારે પંડયો બોલ્યો જેહ, પેટ વડીએ રાખ્યો તેહ: ત્યાંતો સુંદર રાતજ રહે, સુખ દુખ જે પડે તે સહે. ૮૩ **પુરવછાયા.** પછે પેટવડીએ રાખ્યો સહી, સુંદર તેણીવાર; ખાય પીએ દીન નીરગમે, નીત લાવે કાષ્ટનો ભાર. ૮૪ હાથમાં ઓઠાણુ પડયાં, તારે પંડયો બોલ્યો વાણ: કોમળ કાયા દીસે ઘણી, એ સુખીયો દીસે તન. ૮૫ **ચોપાઈ.** સુખીયો દીસે એતારે તન, એમ પંડયો બોલ્યો વચન: કાષ્ટ જાવા દે આણે ઠામ નીશાળનું તું કરજે કામ. ૮૬ સુંદર તોએ ન બોલે લગાર, મૂરખો નામ પાડયું તેણીવાર: તે નીશાળીયાને મન ભાવે, મૂરખો કહીને બોલાવે ૮૭ **પુરવછાયા.** મૂરખો મૂરખો સરવે કહે, વાહાલો લાગે અપાર: બત્રીશ લક્ષણો છે ખરો, પણ બોલે નહીં લગાર. ૮૮ તન રૂડો તેજપાલનો, ભણે નીશાળે સાર; ભાવ ભલો પંડયા તણો, તે રાજા તણો કામદાર ૮૯ રતનસેન રાજા સહી તેની પૂત્રી જેહ; તે નીશાળે ભણે સહી, ફુલવંતી નામે તેહ; ૯૦ **ચોપાઈ** ફુલવંતી ભણે તે નીશાળ, તેતો રતનસેનનીરે બાળ: રૂપવંતીને કળા અપાર, અંતરપટ બાંધી ભણે નીરધાર, ૯૧ પંડયાને મન ભાવ અપાર, કુંવરી તેજ તણો ભંડાર: ત્યાં ભણે તેજપાળનો કુમાર, ભાવે ભણે કુળવંતી નાર. ૯૨ **પુરવછાયા.** ઘણા દીવસ એમ વહી ગયા; જોતાં તેણે ઠામ; અંતરપટ ઉચો કરયો, દીઠો તેજપાળ કુમાર. ૯૩ નંજરે નજર ભેળી થઈ, મોહ પામ્યા બહુજાણ: માંહો માંહે સમજીને રહ્યાં, જોતાં તે પરમાણ. ૯૪ નેન પદારથ નેન રસ, નેનનેન મળંત; જ્યારે થાય છે પ્રીતડી પ્રથમ નેન કરંત. ૯૫ પ્રીત બંધાણી પેમશુ, નજર થતાં એક; જીવન પ્રાણ છે માહરો, વાહાલો મુજને વશેક. ૯૬ નજર જડ લાગી રહી, સામાં બેઠાં સેણ; ઇચ્છા સખે હાકલી, પણ કડપ નાંખે નેણ. ૯૭ સજન સાથે પ્રીતડી, મન બાંધ્યું લે સાથ, વરેહ વાધ્યો ઘણો અંગમાં, ન ગમે બીજી વાત. ૯૮ હવે હું તો શું કરૂ, એ વીના ન રે-

હેઆય, જો એને દેખું નહી, તો પ્રાણજ માહારો જાય. ૯૯ જે ઘડીએ મેં ભાળીયો, દીઠો પડદા માંહ; તે ઘડીનો ચટકો, મુને લાગ્યો હઈયા માંહ. ૧૦૦ એટલા દીવસ એળે ગયા, મેં એ સેવ્યો કામદાર, હવે ઉપાય કરૂ સહી, એમ વીચારે નાર. ૧૦૧ હવે પ્રીત લાગી તેણીવાર, કુળવંતીએ કરયો વીચાર, સાદ કરયો તાં મુરખાને જાણ, આ લે પાટલો નીરવાણ. ૧૦૨ કુળવંતીએ દીઠો લગાર, પાડયો થયો નથી મોકલ્યો સાર; પાટીમાં લખ્યો એ તુ વીચાર, તુ મારો પ્રાણઆધાર. ૧૦૩ પાટી આપી મુરખાને તેણીવાર, આપજે તેજપાલ કુમાર, મુરખે હાથમાં લીધી સોય, મન વાંચીને વીસ્મે હોય. ૧૦૪ આતો પ્રીત બંધાણી અપાર, મુરખો મનમાં કરે વીચાર, જોઉં પારખુ એનુ સોય, તેમાં બીજો નવ જાણે કોય. ૧૦૫ લઈ પાટીને મુરખો જાએ, તેજપાળ કુંવરને આપી ત્યાંહે, ધનપાલ છે તેનુ નામ, વડો નીશાળીઓ તે ઠામ. ૧૦૬ પાટીમાં લખ્યો વીચાર, તું માહારો પ્રાણઆધાર, મારૂં તુજશુ બંધાણું મન, ભલો ભલો તેજપાળનો તન. ૧૦૭ તુજ વીના મેં ઘડી ન રેહેવાય, ઘડી એક વરસની થાય, તમારા મનનીરે જાણો તમો, ઝાઝી વાત શું કહીએ અમો. મુરખે પાટી આપી સાર, તેમાં જાણ્યો તે સરવ વીચાર, પુછે પાછો ઉત્તર જેહ, કાંમદારે લખીઓ તેહ. ૧૦૯ **પુરવછાયા.** પાછો આંકજ માંડીઓ, સાંભળરે તું નાર, તમે લખ્યું તે સમજીઓ. હરખ પામ્યો અપાર. ૧૧૦ પણ એક કૌતક છે ખરૂ. જો જાણે તાહારો બાપ, તો સુખમાંથી દુખ ઉપજે, થાય ઘણો સંતાપ. ૧૧૧ અમે જાતે વાણીઆ, તમારો તાત રાજન, તે માટે તમને કહુ, વીચારી જોજો મન. ૧૧૨ પણ એક વાત તમને કહુ, શોર તણું નહી કામ, એ વાત ગુપત રાખવી, જોતાં એણે ઠામ. ૧૧૩ **ચોપાઈ.** લખી પાટી તે આપી હાથ મુરખો મનમાં સમજ્યો વાત, મુરખે પાટી દીધી જાણ, કુળવંતીને હાથ પરમાણ ૧૧૪ કુળવંતીએ વાંચ્યો વીચાર, જે લખ્યું તેજપાળ કુમાર, પાછુ વચન લખ્યું પ્રમાણ, મારા જીવ સમો તુ જાણ ૧૧૫ માટે કરવો એક ઉપાય, જેમ કાંઈ ન જાણે રાય, મારો પીતા કહીએ જેહ, તેને લાડકવાઈ હુ તેહ. ૧૧૬ તારૂં કોઈ નવ લીએ નામ, તે માટે નીશ્ચે કરવું કામ, તું તો માહારો પ્રાણઆધાર, એક ઘડી ન મેલુ આ વાર. ૧૧૭ તે માટે કરવો પરપંચ, જેમાં આવે નહી આંચ, તે માટે એક કહુ ઉપાય, જેમ આપણે સુખડુ થાય, ૧૧૮ સુ-

**રવછાયા.** સુખ થાય જેમ આપણે, એક કહુ ઉપાય; ઈશ્વર દેહેર છે સહી, ત્યાં તમે આવો રાય. ૧૧૯ દીઠો ઈશ્વર ધન આગળો, તમે જાણે તેને ઠામ; રાતે હું આવું સહી, કરી પોતાનું કામ. ૧૨૦ ઘડીઆ સાંઢે બેશી કરી, ઘડીએ જાઅ જોજન ચાર. એ પ્રયાણુ છે આપણો. હું આવું તેણે દાર. ૧૨૧ **ચોપાઈ.** હું આવું છું પ્રાણ જીવન, સામગ્રી કરજો આણે દન: એમ પાટીમાં લખ્યો આંક, મુરખાને આપી નીસંક. ૧૨૨ મુરખે મનમાં વાંચુ તેણીવાર, તે નવ જાણે કુલવંતી નાર; પાટી દીધી તે શેઠને હાથ, વાંચી મનમાં સમજ્યો વાત. ૧૨૩ પોતાની સામગ્રી ત્યાં થાએ. મુરખો પંડયાની પાસે જાય; પંડ્યા સીખ દીઓ જાસુ ઘેર, વળી આવશું પાછા ફેર. ૧૨૪. **પુરવછાયા.** ગુરૂજીએ રાજી થઈને કહ્યું, જા ઘેર નીરધાર; આગ્ના લઈ તે આવીયો, તેજપાલને દ્વાર. ૧૨૫. કેહેવા લાગ્યો મૂખ થકી, મૂરખો તેણી વાર; જો સુખ ઈછો આપનુ, તો ચેતી લ્યો આ બાર. ૧૨૬ નજરે ખેલ મેં નીરખીએ, કીધો એક વીચાર; કુલવંતી ધનપાલ બે, નીકળી જાશે બાહાર. ૧૨૭ લાજે કાજ વણસે સહી, આબરૂ જેતાં જાઅ; માટે ચેતો આ ઘડી, જેથી રૂડુ થાઅ ૧૨૮ જો માનો નહી માહારૂ, જુવો પુત્રની પેર; સાચુ જુઠું જાણસો, પોતા કેરે ઘેર. ૧૨૮ જેતાં સાચું નીકલ્યું, કબજ કરયો તે વાર; તાળુ દઈ મહી પુરીઓ, પોતાનો કુમાર, ૧૩૦ પુરીને તે આવીઓ, વેગે મૂરખા પાસ: મુઠી ભરી રૂપીઆ તણી, આપી કહ્યુ સાબાસ. ૧૩૧ **ચોપાઈ.** આવ્યો આવ્યો મેહેલથી બાહાર, જે છે તેજપાલ કામદાર; મુઠી ભરી રૂપીઆની આપુ તને, ભલુ થયુ જે ચેતાવ્યો મુને. ૧૩૨ કોઈને કહીસ નહી એ વાત, ઉપકાર માનુ તુજ બરાત; મુંરખો કહે મૂને છે સઉ ભાન, વાત કોઈ નવ જાણે પ્રધાન. ૧૩૩ એમ કહીને ચાલ્યો તેણીવાર, આવી ઉભો તે મધ્ય બજાર, ગુજરીમાં છે વસ્ત્ર અપાર, જોઈએ તેવાં લીધાં નીરધાર, ૧૩૪ વળી લીધાં બીજાં હથીઆર; ચાલી નીકલ્યો નગરથી બાહાર; પ્રિતે કર્યું શીવ પુજન, ચાલ્યો સુંદર તેને દન. ૧૩૫ **પુરવછાયા.** બહાર નીસરયો તે સહી, આવીઓ શીવ મંદીર; પુજા કીધી પ્રેમશું, મનમાં રાખી ધીર. ૧ સ્તુતી કીધી અધીક ઘણી, પૂજા કીધી અપાર; ત્રણ સંધ્ય કરે જે પૂજને તો તુઠયો શીવ ત્રીપુરાર. ૨ પૂજા કરી બેઠો સહી, રાત પડી નીરવાણ; કુલવંતી તતપર થઈ, તતક્ષણ આવી જાણ, ૩ ઘડીઆ જોજન સાંઢણી, લીધી તેણીવાર; વેગે વહીને

આલીઆં, સાથે લીધી રતુકાર. ૪ અટાને ચાલી સહી, મનમાં થયુ રળીયાત, ચાલ ચાલે વેગે સહી, દાસીશું કરતી વાત. ૫ મીત્ર વાટ જુવે ખરી, તેજપાલનો કુમાર, અસુર થયું કટ આલીઆં, પોહોચ્યાં સીધ તે દાર, ૬ **ચોપાઈ.** એટલે આવ્યા દેવલ મોઝાર, સાદ કીધો ત્યાં તેણીવાર, સાદ કીધા ત્રણ જેટલે, ઉઠી બેઠો થયો તેટલે. ૭ સાંઢ હંકારી રતુકાર, ચઢી બેઠો સુંદર તેણીવાર, મહાવનમાં ચારે જાણ, તાંથી ચાલ્યા તે નીરવાણ. ૮ **પુરવછાયા.** પાછળ બેઠો મુરખો આગળ તે રતુકાર વચમાં રાણી કુલવંતી તે સાંઢ હાંકી તે વાર. ૯ પવન વેગે સાંઢણી, અધર ચાલી જાય, મનમાં આણંદ અતી ઘણો, ઉલટ અંગ ન માય. ૧૦ આશા પોહોતી અતી ઘણી હઈડે હરખ અપાર, આજે ભાગ્ય અમતણું, હું પામી એ ભરથાર. ૧૧ **ચોપાઈ.** ગડગડ સાંઢ હંકારી જાય, અઘોર વનને તે મારગે ધાય, પવન વેગી સાંઢ અપાર. નીસરી બહુ પંથ મોઝાર ૧૨ તારે કુલવંતી બોલી પ્રકાશ, આવ્યા આવ્યા જોજન પચાસ, કેમ બોલ્યો તે પ્રાણજીવન, મારૂં તમમાં વળગ્યું તન. ૧૩ આધી રાત ત્યાં વહીને જાય, તમારા મનમાં કાંઈ નવ થાય, એમ બોલી કુળવંતી નાર, સાંભળો તેજપાલ કુમાર. ૧૪ વાત કરીને મુખથી સાર, શું મનડામાં કરો વીચાર, બીક કોની ધરો છો મન નથી બોલતા મુખથી વચન. ૧૫ મુરખો બોલ્યો નહીરે લગાર તારે બોલી તે રતુકાર, તમે છાનાં રહો મોરી માત, હમણાં જોતાં થાશે પ્રભાત. ૧૬ **પુરવછાયા.** રતુકાર બોલી સહી, સાંભળો કુળવંતી નાર; વણીક કેરો બેટડો, બીહીક ધરે અપાર. ૧૭ રાત અંધારી ઉપરે, ચોર હશે કોઈ જાણ; તે માટે બાઈ બોલો નહીં. એહે ચતુર સુજાણ ૧૭ **ચોપાઈ.** ચતુર હોય વણીકનો તન, માટે નથી બોલતો કાંઈ વચન; આપણે નારી નાનેરાં બાળ, ચોર મળેતો થાય જંજાળ. ૧૮ કોઈ લુટી લે આપણું ધન, એમ મુખથી બોલે કાગન; તે માટે છાની રહે માત, વનમાં આઝી ન કરીએ વાત. ૧૯ વાત કરેને સાંઢ ચાલી જાય, તારે બોલી કુલવંતી ત્યાંય; બીક કોની ધરો છો મન, બોલો બોલો પ્રાણજીવન. ૨૦ વાત કરેને સાંઢ ચાલી જાય, પ્રાતુસકાળની વેળા થાય; વીતી રજનીને ઉગ્યો દન, તારે મુરખે ઝબકાવ્યું વદન. ૨૧ તારે બોલી કુળવંતી નાર, તુંતો સાંભળ રતુકાર; આતો નોય તેજપાલનો કુમાર, મુરખો વર ઓળખ્યો તેણીવાર. ફટફટ પાપણી કીધાત, મને દુઃખ તણી તું દાત; કુળવંતીને થઈ મુરછાય, પડી ગઈ ત્યાં પૃથ્વી

માંહ્ય. ૨૨ છાતીશું ચાંપી રતુકાર, ખમા ખમા તુજને બહુ નારઃ નેત્રથી આંસુ પાતજ થાય, મુખથી કાંઈ નવરે બોલાય. ૨૪ મુરછાયા. ખમા ખમા દાસી કહે, બાંડી તે રહીયા માંહ્ય. ચટીક એ મુડે સહી, હણી તીહાં મુરછાય. ૧ વતી તે કોપે ચઢી, કુળવતી બોલી વાણ; મુખ નવ જોઉં મુરખનું, હું છોડું માહારા પ્રાણ. ૨ રીસ ઘણી ચઢી નારને, બોલી મુખ તે વારઃ આંસુ પડે બહુ આંખથી, કાઢી પગની પેજાર. ૩ એવું મુખ દેખું નહી, પાપી એ કહેવાય; વાહાલા વછો હોએ સહી, ક્યારે ઈહાથી જાય. ૪ કાદ કાડ એને સહી, મોહુ એવું બાળ; તે માટે તુજને કહું, એને હેઠો ઉતાર; ૫ તારે મુરખો બોલીયો; કોણ આવે તુજ સાથ; શીવને દેહરે આવીને, કીધી મુજને ઘાત. ૬ હું પુજા કરવા આવીયો, સદા શીવને જેહ; ભાંગજ પીધી મેં હતી, ઘાતજ કીધો તેહ. ૭ ગામ ઠામ મુકાવ્યું મુકાવી નીશાળ;અવગુણ કીધો તેં સહી; વળી દેછે મુજને ગાળ. ૭ ચોપાઈ એમ કહીને ચાલ્યો તેણીવાર, ત્યારે બોલી તે રતુકાર; આપણે ઉભાં એકલાં વન, ચોર મળે તો લઈ જાય ધન; ૧ પુરૂષ વીના કેમ રેહેવાય, એ રાંધ્યું ધાન સ્ત્રી કેહેવાય: જો થાનકે નારી જાય, પૃથ્વી તેને ખાવા ધાય. ૨ એમ કહેતી તે રતુકાર, એ પાપીને માર પેજાર; એને દેખી વ્યાપે કાળ, માહારી નજરથી મોહું બાળ. ૩ પછે મુરખો બોલ્યો તેણીવાર, ભલો ભલો તું વિસ્વાધાર; દામોદર હું તમારો દાસ, સેવકને ઘણો વિસ્વાસ. ૪ માટે વાર કરો મુજ સ્વામ, હું તો જપુંરે તમારૂં નામ; તમે ભક્તતણા પ્રતિપાળ, માહારૂં દુખ કાપો ગોપાળ. ૫ પુરવછાયા. દાસ પ્રભુ છઉં તમતણો, કરૂણાનીધ કેશવ રાય; એમ કહેતો ચાલીઓ શોક કરતો જાય. ૬ સુંદર ચાલ્યો વનવીખે, બોલી ત્યાં રતુકાર; બાઈજી કહું તે સાંભળો, સાદ કરૂં આ વાર. ૭ ચોપાઈ સાદ કરેછું એનો સાર, ત્યારે બોલી કુળવંત નારઃ કહું તારૂં તું ધરજે સાર, મુજ આગળ ન કરજે ઉચ્ચાર. ૮ તારે મન આવે તે કરનાર, ત્યારે સાદ કીધો તેણીવાર, તું આવ મુરખ આણે ઠામ, એમ કહી બોલાવ્યો તે ઠામ. ૯ મુરખો ઉભો રહ્યો તે જાણ, ત્યારે બોલ્યો મુખથી વાણ; મારો વાંક નથી લગાર, તમે તેડી આવ્યાં વન મોઝાર ૧૦ ઓરા આવીને મુરખા ભાઈ, તમે રીસ નવ કરશો કાંઈ; ત્યારે પાછો આવ્યો નીરધાર, સાંઢ હંકારી તેણીવાર. ૧૧ પુરવછાયા, સાંઢ હંકારી ત્યાં થકી, તે પવન વેગે પળાય; ઝળાઝળતુ ઝળકી રહ્યું, એક નગર અનુપમ ત્યાંય. ૧ દીઠો

બહુ રળીઆમણું, જાણે હોય કઈલાસ; સાંદ વેગે આવી સહી, તેજ નગરની પ્રાસ. ૨ એક ફુલવાડી દીઠી સહી, સાંઢ બેસારી તે માંહ; ત્યાં આવી ઉભાં રહ્યા, પછે નગર નીરખે ત્યાંહ. ૩ ઉંચા મંદીર માળીઆં, શોભે તેજ પ્રકાશ, હેમ બહુલે શોભતી, નારી મન હુલાસ. ૪ **ચોપાઈ.** નીર ભરતીતી નારી સોએ, તેનું રૂપ દેખી મન મોહે, ભલા ચઉટા શેરીને પોળ, સાંમા સાંમી હાટની ઓળ. ૧ લીપી ભીંત કનકની ગાર, નાટારંગ ત્યાં ત્રત્ય અપાર, દેખી હરખી કુળવંતી નાર. બોલી દાશી પ્રત્યે તેનીવાર. ૨ કુળવંતી બોલી વાણ, સાંભળ દાશી ચતુર સુજાણ, હવે બીજેરે ક્યાં જવાય, જેને શુકન રૂડા થાય. ૪ ખર જમણો થાયે આ વાર, એમ કહેતી કુળવંતી નાર, જળ ભરતી નારી સોય, રૂડા એવા શુકન હોય. ૪ **પુરવછાયા.** કુળવંતી એમ ઓચરી, સાંભળ તું રતુકાર, ક્ષુધા લાગી ઉદરમાં, જમવા નહી લગાર. ૧ તું મોકલ મૂરખાને સહી, ખાવાનું લેવા સાર, ત્યારે ત્યાં બોલાવીઓ તે વેળા રતુકાર. ૨ લાવ ખાવાનું તું તો સહી તું જા ચઉટા મોઝાર, તવ મૂરખો મૂખથી બોલીયો, હું પાસે ધન નહી લગાર. ૩ **ચોપાઈ.** મુજ પાસે ધન નહી લગાર, ત્યારે બોલી રતુકાર, ધન આપો તમે મોરી માએ, જેમ મૂરખો ચઉટામાં જાએ, તારે કુલવંતી કરતી જતન, જુગતેથી કાંઢયું રતન, આપ્યું મૂરખાને ત્યાંય, મૂરખો લઈ બજારે જાય. ૪ ઝવેરી હાટે આવ્યો તે જાણ, આવી મૂખથી બોલ્યો વાંણ, ઝવેરી હાટ ક્યાં છે જેહ, એક વાણીઓ બોલ્યો તેહ. ૫ રાજદવારે ગઆ છે સાર, સુવેરી હાટે નહી આચાર વણીકનાં સુણીરે વચન, મૂરખો વીચાર કરતો મન. ૬ **પુરવછાયા** વીચાર ત્યાં મનમાં કર્યો, જાઉં રાજાને ઘેર, રતન પારખુ ત્યાં કરૂ જોઊં એની પેર. ૧ સુંદર પોતે આવીયો, રાજા કેરે દવાર. આવીને ઉભો રહ્યો, કીધો ત્યાં જુહાર તે ભદ્રસેન રાજા ખરો, ભદ્રાવતીનો નરેશ, ત્યાં સુંદર તે આવીયો, જોબન બાળે વેશ. ૩ જુહાર કીધો સરવને, બોલ્યો મુખથી વાંણ, માન દઈ બોલાવીયો ભદ્રસેન રાજન. ૪ કોણ તણા તમે બેટડા, કીયો તમારો દેશ, શા કારણ તમે આવીયા, એમ પુછે છે નરેશ. ૧૯૮ પ્રથવી દેશ અમારડો, તાત તો સરજણહાર, શેર અંન માટે આવીયા, જો લખ્યું હસે કીરતાર. ૬ **ચોપાઈ.** કીરતારે લખ્યું તેહ હોએ, અદકુ ઓછુ ન કરે કોય, એક રતન છે મારી પાસ જુવે ઝવેરીને થાય વીસ્વાસ. ૧ તે માટે આવ્યો છું જાણ, તારે રાજા બોલ્યો વાણ,

ચાર રતન છે અમારી પાસ, જોવા ઝવેરી આવ્યો છે પ્રકાશ. ૨ ઝવેરી ઉભા છે જ્યાંહે, રતન પારખું કરે ત્યાંએ; જોઈ સુંદર બોલ્યો તે વાણ, મનમાં સમરયા તે સારંગપાણ. ૩ પ્રભુ દામોદર બાલમુકંદ, દેવકી નંદન આનંદ કંદ; મારૂં વચન સાચું થાય, તમે તુઠો જો વઈકુંઠ રાય. **પુરવછાયા.** વૈઈકુંઠ વાશી છો તમો, સ્વામી દીન દયાળ; વચન સાચુ હોયે સહી. તો કીધી મુજ સંભાળ. ૫ ઝવેરી પ્રત્યે બોલીયો, સુંદર સાચી વાણ; રતન બે ખોટાં સહી, બે સાચાં નિરવાણ. ૬ જો તમે માનો નહી, તો પારખુ કીજે સાર; એરણ એક મંગાવીયે, ખબર પડે નીરધાર. ૭ **ચોપાઈ.** ખબર પડે ત્યાં સાચી નિરધાર, પેસી જાએ એરણ મોઝાર, તેતો સાચુ નિશ્ચે કેહેવાય, ખોટાના તો કટકા થાય. ૧ મંગાવી એરણ તે વાર, ઘા કરવાને તેડયો લુહાર, રતન મુકયું એરણપર, જેહ ઘાણ પડયો કડકા થયા તેહ. ૨ બીજુ રતન મુકયું તેણીવાર, એરણમાં પેઠું નિરધાર, સરવે જોઈને અચરત હોય, એવો પુરૂષ ન દીઠો કોય, ૩ ઝવેરી ઝાખા પડીઆ મન, ઘણીએ રીસ ચડી રાજન; રાજા કહે પરીક્ષા સારી કેવી, ઝવેરી ભુંહા પડીઆ તેવી, ૪ **પુરવછાયા.** રાજા રીસ કરે ઘણી, ઝવેરીને તે વાર; બંધીખાને મોકલો, લુટી લ્યો ઘરબાર. ૧ સુંદર પસ્તાયો ઘણું, વીચાર્યું નીજ મન; સમજાવી પોતે કહે, સુણો ચતુર રાજન. ૨ નજર સહુની ચામની, ભુલે મોહોટેરા જન, માટે માફ્જ કીજીએ, રીસ ન ધરીએ મન. ૩ **ચોપાઈ.** રૂડા રાજા ન કરીએ રીસ, મુકો ઝવેરી દીએ આસીસ, તમ વચને રાજા કહે મૂકી દેઊં, નહી તો મારીને ડંડજ લેઊં. ઝવેરી મુકયા તેણીવાર, તેતો હરખ ધરે અપાર, કોઈ આવ્યા મુલક રાએ. વીચાર મનમાં કરતા જાએ. ૨ રતન હતું પોતાની સાથ, તે લઈ દીધું ઝવેરીને હાથ; તે રતન અમુલ કહેવાય, તેનું મુલ કોણે નવ થાય. ૩ ઘરેણે મુકયું તેતો જાણ, લાખ રૂપઈયા લીધા પ્રમાણ, રતન દીઠું ઝવેરીને હાથ, લાખ રૂપઈઆ લીધા સાથ. ૪ **પુરવછાયા.** લાખ રૂપીઆ તે ઘડી, લીધા પોતે સાથ; દસ હજાર ત્યાં રાયને, આપ્યા હાથો હાથ. ૧ રાજા બહુ રાજી થયા, સુંદરને કહે વચંન; કામ કાજ હોય અમતણું, મુને કહો આણે દંન. ૨ સુંદર વળતો બોલીઓ રાજા પ્રત્યે કહે વાત; મોહોલ એક જોઇએ ખરો, અપાવો તમે હાથ. ૩ ધન બેસે તે આપશું, જોતાં તેણીવાર; શુધ કરીશું તે સહી, એવો મોહોલ તઈયાર. ૪ **ચોપાઈ.** મોહોલ અપાવો એવો

તઈયાર, ટાંકુ કુવાને માંહી કોઠાર; સરવે વસ્તુ ઘરમાં હોય, બા હાર ન જાવું પડે કોય. ૧ અમને મોહોલ જોઈએ એવો સોય, વસ્તુ સરવે ભરી તાં હોય; તવ રાજા બોલ્યો તેણીવાર, દળીત લેઆ-વીયા બેચાર. ૨ કેહેતાં આવી કીધો જુહાર. કહે સાહેબ હૈ તઈ-ર; જો કામ હોસો હમ કીજે, હુકમ ફરમાવો સો હમ કીજે. ૩ કેહેતો પકડ લાવે સાહુકાર, ઝવેરીકુ મારેહાર; તવ રાજા બોલ્યો તેવાર, મોહોલ રૂડો જોઈએ તઈયાર. ૪ **પુરવછાયા.** મોહોલ જોઈ કાઢાડો તમો, સુંદર તેડી સાથ; જે જોઈએ તે આપાવજો, વેગે તેને હાથ. ૧ દળીત ચાલ્યા ત્યાં થકી, સુંદર ભેગો જાયે; શેરી પોળ જોતો ખરો, ઉલટ અંગ ન માય. ૨ **ચોપાઈ.** ઉલટ સુંદરના મનમાંહ મેડી મોહોલ જોતો તે જાય; જોતાં એક દીઠો આવાસ, સુંદર આવ્યો તેની પાસ. ૧ ઉંચાં તે મંદીર માળીયાં, છજાં ઝરૂખાને જાળીયાં; હઠીઓ વણઝારો રહે તે માંય, સુંદરે પૂછ્યું દળીયતને ત્યાંય; ૨ આ કેનો મેહેલાજ કેહેવાય, વળતાં દળીત બોલ્યો તે તાંહ; હઠીઆ વણઝારા ઈસમેં રહે, દળીત સુંદરને એમ કહે; ૩ આવ્યા મોહોલ પાસે ત્યાં જાણ. દળીત બોલ્યા મુખથી વાણ; ચલ બે ચલ હઠીઆ તુ આજ, તુજકુ બોલાવે ભદ્રસેનરાજ. કોપ ખુદાકા તુજકુ હોય, ઈસમે ગુના નહી તેરા કોય; હમને રોટી રાજાકી ખાઈ હુકમ તુજકુ કહેતે ભાઈ. **પુરવછાયા.** વચન એવાં સાંભળી થરથર કાંપે મન; દાણુ ચોરી કીધી નથી; શાને તેડે રાજન. ૧ તે જમીને સુતો સહી, ઝબક્યો બહુ મનમાંહ; પેરણું તો પડે નીસરી, વણઝારો ઉઠ્યો ત્યાંહે. ૨ ફાળ પડી બહુ પેટમાં, હોઠ કંઠ સુકાય; બોલે બોલ અવળુ સહી, સવળુ નવ બોલાય. ૩ ફાંદ મોટી પરશેવો ઘણો, પાઘડી તે પડી જાય; શું થાશે ભગવાનજી. આતે શું કહેવાય. ૪ **ચોપાઈ.** અરે પ્રભુ આ શું કેહેવાય, તેની થર થર ધ્રુજે કાય; તેડી લાવ્યા તે રાજ દુવાર, આવી રાજાને કરયો જુહાર. રાજા પ્રત્યે બોલ્યો વચન, શું ગુનો મારો રાજન; શે કામે તેડ્યા મહારાજ, સાચુ કહોને હમને આજ. ૨ ભદ્રસેન ત્યાં બોલ્યા જેહ, મેહેલ કહીએ તમારો તેહ; સુંદરને આપો તે તમો એવું વચન કહીએ છે અમો. **પુરવછાયા.** માન વચન હઠીયા સહી; કહુ તુજને નીરધાર, મેહેલ સુંદરને આપીએ. નીકળો ઘરથી બાહાર એ સાટે બીજો આપશું, મેહેલ તુજને દોઆ, સુણતાં ચિંતા ઉપજી, ઉભો ત્યાં બહુ રોઆ. ૨ થરથર તે કાંપે ઘણો, વણઝારો તાં જાણ, શુધ ન રહી શરીરની, જાણે હમણાં જાશે પ્રા-

ણુ. **ચોપાઈ.** વણઝારો કહે તેણીવાર, આગે જાશુ નગરથી [illegible] રાઢ ઉઠી કે ચોડજ ખાય, રાજાની તાંહાં કેમ રહેવાય. તાંરાજા રીસે તો થાય, ચીતઆવેતો હમણાં જાય; શાને લવરી કરે તુ આજ, નીસર્યા વીનાતો ન સરે કાજ. માલ ધન આભુષણ હોય, વેહેલા લઇને નીસરો સોય; હડીયો રોતો ગતો જાય. પાસે આવ્યો તે સુંદર તાંહ **પુરવછાયા.** સુંદર બોલ્યો મુખથકી, શુણ હડીઆ મુજ ભ્રાત; કેટલું ધન બેઠું હશે, મુને સાચી કહેને વાત. ૧ પાંચ હજારને પાંચશે ઉપર તે પચાશ; ખાંતે મેહેલ કીધો સહી, રેહેવાની ઘણી આશ, હોંશ હતી હઇડા વીશે, ભોગવવા ઘર બાર; કોપ કરી તમે કારમો, ખુચી લ્યો આ વાર. આશા સઉના મન વીશે, હોય સદા ભરપુર; સતવાદી તેડે નહી, સમજાણુ હોય જને ઉર. **ચોપાઇ.** તારે સુંદર બોલ્યો વચન, સરવે હુતી પડસું મુજ ધન; રાજા કોઈ ન આપે દાન, હવે હઠ તણું નહી કામ હુંતો રાજા પાસે જાઉં, કાંઇ અપાવી ઓશીગણ થાઉં; તારે હડીયો બોલ્યો વાણ, સાંભળ સુંદર ચતુરશુજાણ. જે તમારા મનમાં આવે સહી, એમ હડીએ વાણી કહી; તારે રૂપઇયા સાત હજાર, સુંદરે આપ્યા તેણીવાર. માલ ખજાનો લેઇ નીસર્યા બાહાર, બીજે મંદીર ગયો નીરધાર; બીજા રૂપઇયા હતા જેહ, શાહુકારને આપીઆ તેહ. તેનું સદાવ્રત માંડયું સાર, બાકી રૂપઇઆ છાશી હજાર; તેનું તો તાં પુન્યજ થાય, સુંદર કહે તેટલું કરે રાય. **પુરવછાયા.** રાજા પ્રત્યે બોલીઓ, સુંદર મુખ વચન; વેહેલ એક આપો સહી, તો તેડી લાવું કામન ફુલવાડીમાં બેઠાં સહી, દાશીને બીજી નાર; વેહેલ આપી રૂડી તીદાં, આવ્યો તેણે દ્વાર. રતુકાર જોઈ કરી, કુળવંતી કહે વાણ: પુરખો પરાક્રમી છે ખરો, દીસે ચતુરશુજાણ. કુલવંતી બેઠી વેહેલમાં, આવ્યા નગર મોઝાર; તાંહાં આવી ઉભા રહ્યા, હડીઆકેરે દ્વાર; ઉંચાં મંદીર માળીઆં, ઝળહળ જોતપ્રકાશ; તે જોઇને વીસ્મેથઇ. જે કુળવંતી નાર. મનમાં તે સમજી સહી, નવ બોલે મુખવાણ; દાઝ ઘણી મનમાં ભરી, પોતે ચતુરશુજાણ, મોહોલ પાસે આવી સહી, ગયા ઘર મોઝાર; જોઈને તાં વીસ્મે થયાં, ભર્યા સરવ ભંડાર; **ચોપાઈ.** આવ્યા આવ્યા તે ઘર મોઝાર, રૂડા દીસે છે આ ઘરબાર; હીંડો ખાખાટ બાંધીછે સહી, જઈ કુળવંતી બેઠી તહી નાના વીધનાં વસ્ત્ર દીસે સાર, વાસણ તરેહ તરેહના સાર; ઘરત ખાંડ સાકર અનેક, જોતાં કાંઈ ન આવે છેક, ચોખા પરશુદી દાલ અપાર, તે

જઈને રીઝી રતુકાર; જે જોઈએ તે સરવે છે તાંહ, કુવો ટાંકું છે
મેહેલની માંહ. જ્યાં જુવે ત્યાં દ્રષ્ટ ભરાય, તે કુળવંતી જોતી જાય.
હીંડોળો પડ્યો છે મુજ ભરથાર, એ પાપીને ગાર પેજાર; પછી બોલી
તે કામન, દાસી તું રાંધે ભોજન ભુખ લાગી છે મુજને અપાર.
એમ કહેતી કુળવંતી નાર; રસોઈ કીધી જુગતે કામન, નાના વી
ધનાં તે રાંધ્યાં અન. બત્રિસાં ભોજન ઉત્તમ પાક, ઘણી જાતનાં
કીધાં છે શાક. બહુ જાતના કીધા છે આચાર બરણી ભરી ઘર-
મોઝાર આદુ લીંબુ દીસે છે ઘણા, અથાણામાં નહી કાંઈ મણા કેરી રાય
તી કરમદાં કેર પાપડના ગોળા ભરીઆ પેર; દુધ ગાડીઓને વળી સાર
તેનુ કુંદ ઘણેરૂ થાય. છપનભોગ થયા તઈયાર, ઉઠી જમવા કુળવંતી
નાર, ઉને પાણીએ નાહી કામન. બેઠી કરવાને ભોજન. જમી ઉઠ
ગાં કુળવંતી નાર, વળી જમી તે રતુકાર; મુખવાસ કરે છે સાર.
તેનો ચાવે મુખ મોઝાર. **ધુરવછાયા.** રતુકાર વળતી વદે, તું સાં
ભળરે કામન; સુરપો ભુખ્યો છે સહી, હવે કરાવીએ ભોજન કુળ
વંતી વળતી એમ વદે, દેખી લાગે કાળ: નાગના સરખો તું મુજકને.
મોહું એનું બાળ. લે તાંસળી તું લાવણી, એકું ઉનું અંન;
નાંખ મુઠી મીઠા તણી. દે કરવા ભોજન. એ ચાર પાપક તે સહી,
સહુ ભેળુ કીધુ જાણ; મુઠી બે મીઠા તણી, નાંખી તે પરમાણ.
**ચોપાઈ.** તાંસળી લીધી તે કર મોઝાર, આગળ મેલી તે રતુકા-
ર; જમો જમો સુરપા વીર જમી શીતળ પીધાં નીર સુંદરે કવલ
ભર્યા જેટલે. બાહાર નીસરી પડે તેટલે. ઉપર પાણી પીધું સાર.
પછે કવલ ભર્યા બે ચાર ભલો ભલો તું દીન દયાળ તું તો જગત
તણો પતીપાળ; જમી ઉઠ્યો તે પરમાણ તેડુ આવ્યુ તદા રાજન; સુ
દર આવ્યો તે સભા મોઝાર આવી રાજાને કર્યો જુહાર: રાજા
એ ઘણું દીધું માન પાસે જઈ બેઠા પરધાન. વાહલો લાગે રાજાને અ
પાર. સુંદર વીના નચાલે લગાર, મધ્યાન થયાને માગી શીખ. મન
માં કુળવંતીની ઘણી બીક. સુંદર ત્યાં થકી ઘેરજ જાય. એ રીતે
પછે શું થાય; રસ્તે જાતાં કરે છે વીચાર, ભલી દાસી છે રતુકાર.
**ધુરવછાયા.** બીક ધરંતો આવીયો, વેગે ઘર મોઝાર; બલીહારી
જાઉં તુજ ઉપરે, એમ વદે રતુકાર. સુંદર મોલમાં આવીઆ. પ-
રસાળે ઉભો જાણ; રતુકાર કહે રાણીને, બોલે મધુરી વાણ. સૂર
પો બેઠો આંગણે, ભોજનની શી પેર; કુળવંતી બોલી સહી, જેના
મનમાં છે ઝેર. વાહાલા વહેલા આવીઆ, ચડે છે મનમાં રીસ;
શું કરૂ તે ચાલે નહી, નીકર છેદુ શીશ. **ચોપાઈ.** એમ મુખથી

બોલે કામન, ઝેર આણીને બહુમન; એની વાત માં કર વારંવાર, એ મુવાને માર પેજાર. એહુ જુઠું જે હોએ અન, આની આગળ મુક્યું ભોજન; જમોજમોરે મારા ભ્રાત, શું કહું તમને ઝાઝી વાત; જેવો સમો તેવું સાવધાન, આંખો મીચીને જમીએ અંન. સુંદર કહે સુણ રતુકાર, ભુખ નથી લાગી રે લગાર, ૩ **પુરવછાયા.** ભુખ નથી મુજને કાંઈ, સાંભળ કહુંછું સોય; ઊંઘ ઘણી આવે મુને, કાંઈક પાથરણું આપો અમોય; પછી રતુકાર ગઈ ઘર વીખે, જ્યાં કુળવંતી નાર; પાથરણુ માગે મુરખો, એમ કહે છે રતુકાર, ફાટલ આપી ગોદડી; માંહે ભડકલાં બાર; ખંખેરીને પાથરી, માંહે ધુળ ગરી શેર ચાર. પાહણો મેલ્યો ઓસીંગડે, સુખથી કહે કામન; સુંદર જોઈ એમ બોલીઓ, ભલો તું જગજીવન. **ચોપાઈ.** પાથરી ગોદડી ભડકલાં છે બાર, તારે બોલી રતુકાર; તમે કેમ દયો મુરખાને છેહ, કાંઈક વીચાર કરોને તેહ. એવું શાંભળીને કહે પેંજાર, દાસીને મારી બે ચાર; છાંની માંની તે સાંખો રહી, ગોદડી લઈને તાંથી ગઈ. તે લઈ આવી સુંદર પાસ, મુખે નાંખતી બહુ નીસવાસ; બાઈ મારૂં ન ચાલે જોર, મુને મારી જેમ મારે ઢોર ગોદડીપાથરી તેની વાર, માંહિ ધુળ ખરી શેર ચાર. ફાટલ ભડકલાંછે બાર, ઝાટકી પાથરી તેણી વાર; **પુરવછાયા.** સુંદર જોઈ વીસ્મે થયો. ભલો તું દીન દયાલ; આ ગોદડી કઈ વરસની, ક્યાં રાખી જગપાલ; એમ કહી શુતો ખરો, સુંદર તેણી વાર; નિંદરાતો આવે નહી, માંહી ચાંચણ કરે ચટકાર. આખી રાત એમ વહી ગઈ, થયો પ્રાતુશકાળ; મુખ મંજન કીધું સહી, સમરયા શ્રી દીનદયાળ. **ચોપાઈ** સમરયા સમરયા દીનદયાળ, ગયો સભા માંહે તતકાળ; દીઠો સુંદર તેણી વાર, રાજાએ ઊઠી કીધો જુહાર. શુંદર આવ્યો તે ઘર મોજાર, સામી ઉભી છે રતુકારા, **પુરવછાય્યા.** બલીહારી તુજ ઊપરે, રસોઈ ઠરીને જાય; ભોજન છે મન ભાવતાં, જે તુજને ગમે તે ખાય; શુંદર આવ્યો ઘર વીખે, સમરૂ જગજીવન; રતુકાર ઘરમાં ગઈ, જયાં બેઠી કામન **ચોપાઈ.** ઘરમાં આવી તે રતુકાર, જ્યાં બેઠી કુળવંતી નાર; બાઈ મુરખો આવ્યો તે ઘેર, હવે ભોજનની શી પેર. જમીને સુતી તે કામન, ઘણો સાંભરે તેજપાળનો તંન; નેણે આંશું વહે ચોધાર. ભૂંડી કીધી તે કામદાર, મેં જાણ્યું આવું ન વ હોય, પીસવા મારી વેરણ હોય; હું ભ્રાત તાતને તાં મેહેલી, પરદેશમાં આવી એકલી. ઘણો શોક મન આણે નાર, એટલામાં

આવી રતુકાર; બાઈ મુરખો આવ્યો છે ઘેર, તેના ભોજનની શી પેર. **પુરવછાયા.** રીસ કરી બહુ કુળવંતી, એક ઠોઠ મારી ર તુકાર; જાને રંડા અહીં થકી, જે પડયું તે દે અહાર. ખીચડી પા પડ અંન જે, મીઠું નાંખ તે માંહ; તાંસળી આપ તું તેહને, મુ રખો લેઈને ખાય. પાસે આવી ઉભી રહી. તાંસળી મેહેલી પાસ; શુંદર અંન આખી જુએ; મૂખે કરતો નીશ્વાસ. મીઠું બહુ નાં-ખ્યું સહી, ભાવે નહી લગાર; કવલ ભરયા તે બે સહી, બીજું દીધું નાર. તે દીવસ એમ વહી ગયો, રાતનો પડી તાંય; શુવાકેરૂ ટાણું થયું, મૂરખો બોલ્યો ત્યાંહ. પાથરણાં આપ તું મુજને, સાં-ભળ તું રતુકાર; ફાટેલ આપી ગોદડી. માંહી ધુળ ખરી શેર ચાર; ઝાટકી જ્યારે પાથરી, માંહ ભડકલાં બાર; શુંદર કહે શ્રીનાથજી, નોંધારાના આધાર. લઈ રતુકારે પાથરી, પાશાણુ ઓશીકે હોય; શુંદર ત્યાં બેઠો સહી, ટગમગ સામું જોય. ભલા અતી ભગવાનજી. ભક્ત તણા પ્રતીપાળ; તમ વીના તો કુણ કરે, વેગે મુજ સંભાળ. શુંદર સુતો સાથરે, ઊંઘ ન આવે લગાર; ઊઠીને બેઠો થયો. ચાં-ચડ કરે ચટકાર. **ચોપાઇ.** ચાંચડ કરે ચટકાર, તેને ઊંઘ ન આવે લગાર; આખી રાત એમ વહીને જાય, પ્રાતુસકાળની વેળારે થાય; મુખ મંજન કરયું તેણીવાર, પછે ચાલ્યો તે રાજદુરવાર; શુ દર આવ્યો સભા મોઝાર, આવી રાજાને કીધો જુહાર આજ થ-યો રાજાનો દીવાન, માટે પ્રિતેથી આપો માન; શુંદર એવું શુણતાં તતકાળ, તારે પગથી મસ્તક ઉઠી ઝાળ; ઘડીઘડી શું લેછે એનું નામ; ખાલી વખાણુ કરીને તું ભામ, ૩ મારા પગ તણી પેઝાર, શું જાણું જે કોણુ કામદાર; ઘણાં કરીશ જોતું વખાણુ, એ પાપી-નો લેઊ પ્રાણુ. ૪ આજ કામદારી એને હોએ, મીઠું ઝાંઝું નાંખજે સોએ; તાંસળી વચમાં પડી છે જેહ: લઈ અંન નાંખી આપી તેહ. ૫ માંહી ખીચડ પાપડ પ્રમાણુ; લઈ તાંસળી આવી નીરવાણુ; તેતો મેહેલી શુંદરની પાસ; ઘણો નાંખે દાશી નીશ્વાસ.૬ **પુરવછાયા.** નીશ્વાસ મુકે કામની, મારૂં ન ચાલે જોર; શુંદર મુખથી બોલીયો. ફોગટ શો કરવો શોર. ૭ એમ કહી બેઠો સહી, કવલ ભરયા બે ચાર; ની-સાસો મેલી કહે. તું ભલો વીસ્વાધાર; ૧ ફાટલ બીછાની ગોદડી, જે માં ભડકલાં બાર, ઝટકારો કીધો સહી, તાંહાં ધુલ ખરી શેર ચાર. ૪ **ચોપાઈ.** પાશણુ ઓશીકે મુકયો સાર, માંહી ચાંચણુ કરે ચટકાર; શુંદર સમરે શ્રી ગોપળ, ધન્ય ધન્ય જગત પ્રતીપાળ; ૧

પ્રભુ દામોદર બાલમુકંદ, નરક નીવારણ અનંદકંદ; પ્રભુ કરીને મારી સાહાએ. જેથી દુખ સઉ દુર પળાએ. ૨ મારા કોટી અપરાધ જે હોએ, તમે મનમાં ન ધરશો સોએ; એમ કહી પ્રભુને લાગે પાએ, સ્તુતી કરતાં રેણી વીતી જાએ. ૩ તમે ભક્ત વત્સલ હરી કહાવો, માટે દાસ કરે છે દાવો; મારી અરજ શુણી ભગવાન, તમે રાખો સેવકનું નામ. ૪ **પુરવછાયા.** રેણી ત્યાં વીતી ગઈ, થયો પ્રાતશકાળ; સુંદર તવ ઉઠયો સહી, સમરી દીનદયાળ. ૧ ખમા ખમા સઊ ઓચરે, બંદીજન જશ ગાય; કરે સલામ સઊં સ્નેહથી ચયા તીહાં તઈઆર. ૨ ચાકર સઉ ભેળા થયા, ચાલ્યા ત્યાં કામદાર; ઘોડા ઉપર બેસતાં નકી કરે પોકાર. ૪ **ચોપાઈ.** સુંદર ઘોડે થયો અસ્વાર, આવી ઊતર્યા રાજદુવાર; રાજાએ ઘણાં દીધાં માન, આવો આવો ને દેશી દીવાન. ૧ સુંદર વિના ઘડી ન રહેવાય, સુંદર કરે તે ત્યાં થાય; રાજાની રાણી કરે વિચાર, કેવી હશે સુંદરની નાર. ૨ તેડી વાલંદ કેરી કામન, જા તું સુંદર કેરે ભોવન; નખ ઉતારવા મશે કરી, ઉતારી જોઈ આવજો ફરી. ૩ **પુરવછાયા.** વાલંદ કેરી નારી સહી, આવી સુંદર દ્વાર; જોતાં હરખી મન વીષે. સુખે કરયો ઉચાર. ૧ ૨ રતુકારને જોઈ કરી, દીઠું રૂપ અપાર; નીજ મનમાં વીચારીયું, આ હશે સુંદરની નાર. ૨ આવો નખ ઉતારીએ, એમ કહેતી કામન; પચાસ રાણીએ મોકલી, હું આવી તમ ભોવન. ૩ **ચોપાઈ** એમ કહે વાલંદ કેરી નાર. તારે બોલી રતુકાર; હું તો દાસી માણુસ પ્રમાણ, મારી રાણી છે મોહોલમાં જાણ ૧ એમ કહી ચાલી રતુકાર, આવી કુળવંતી પાસે નાર; બાઈ વાલંદ કેરી કામન, મોકલી રાણીએ આપણે ભોવંન ૨ કુળવંતી કહે લાવ આ હાર, પછે લાવી તીહાં રતુકાર; તેનું રૂપ છે તે જોઈ વીસ્મે હોય, એનું તેજ ખમે નહી કોય. ૩ મુખ ચંદર જેવુ છે જાણ, કવી કહે કેમ કરૂરે વખાણ; બેઠી દીઠી તે કામની નોય, ભુતલ એવી ભામની. ૪ ચંદર વદન નેણાં છે વાંક, સીંહાકારે કટીનો આંક; હંસાગત ગજ કામની, જાણે સરદ સોભે જામની. ૫ જેવી પુસ્પલતાની વેલ, જાણે વાડીમાં શોભે કેલ; જેવી દીસે ચંપા કેરી કળી, જાણે આકાશમાંની વીજળી ૬ જેવી ઈંદર કેરી અપછરાય, માનુની મદભરી મછરાય; દીઠે લાગે તે મોહનું બાણ, કવી તેનું શું કરે વખાણ. **પુરવછાયા.** વખાણ તેનુ શું કરૂં, મોહ પામી ઘણું નાર; બાંહ ઝાલી ઉભી કરી, પછે બો-

લી રતુકાર. ૧ શુધ સરીરની નવ રહી, ત્યાંથી ચાલી કામન; રાણી પાસે આવી સહી. રાય તણે ભુવન. ૨ આવી ત્યાં ઉભી રહી, દીધા સમાચાર; પચાસ રાણી તમે સહી, તેમાં એકે ન એવી નાર. ૩ એક દાશી એહની, તે જેવી નહી કોય; નાખમાં તણાયાં સહુ, મેં મન વીચાર્યું સોય. ૪ જો તમે માનો નહિ, જુવો એની પોર; સુધ બુધ મારી જોતાં ગઈ, તમે જુવો જઈ ઘેર. ૫ એમ કહીને સંચરી, પોતાને થાનક જાય; રાણી સહુ વિસ્મે થઈ, આતે શું કહેવાય. ૬ મુરછા પામી કામની, વાલહ કેરી નાર; એવું રૂપ છે એહનું, જોવી તે નીરધાર. ૭ ચોપાઇ. રાણી સઘળીએ કર્યો વિચાર, હવે નીરખે જેવી નાર; આપણે તીહાં કેમ જવાય. રાતે સમજાવી જોઈયે રાય. ૧ એ વાત રહી એટલે, સુંદર વીચાર કરે તેટલે; મધ્યાનકાળ થયો ત્યાં જાણ, તારે મુખથી બોલ્યો વાણ. ૨ જુહાર હમારો માની લીજીએ, આગ્યા તે અમોને દીજીએ; એમ કહીને ઉઠ્યો તે વાર, નગારૂં દેવરાવ્યું કામદાર. ૩ સેના ચડી ઉભી થાય, ખમા ખમા તે કરતા જાય; સુંદર ઘોડે થયો અસ્વાર, સુંદર પાખરીઆ ગાડ્યા દસ હજાર ૪ ગજ નેજ ને આગળ નિસાન, તતક્ષણ આવ્યો પોતાને સ્થાન; આવી ઉતર્યો ત્યાં કામદાર. સરવે ચાકર કરે છે જુહાર ૪ પુરવછાયા. જુહાર સરવે કીધો સહી, પાછા વળ્યા તે વાર; ઉપર લુણ ઉતારતી, દાશી તે રતુકાર. ભલે પધાર્યા વીરજી, હું જાઉં બલીહાર; મધુર વચન એમ બોલતી, આવ્યો ઘર મોઝાર. ૨ ચોપાઇ. સુંદર આવ્યો ઘર મોઝાર, રાણી પાસે ગઈ રતુકાઈ: બાઈ આવ્યા રે દેશ દીવાન, એને આપીએ આપણ માન. ૧ ભોજન આપો એને ભરપુર, ભોજનને થયું ઘણું અસુર; તારે બોલી કુળવંતી નાર, એ મુવાને માર પેજાર, ૨ મુજ આગળ ન લે એનું નામ, નહીતો મારૂં તુજને આ ઠામ; તારે મન એ તો કામદાર, મારા પગ તણી પેજાર. ૩ પુરવછાયા. પેજાર મારા પગ તણી, ગમે ન એનું વચન; તાંસળી લેઈને આપ તું, એહું જુઠું અંન. ૧ સુણતાં કચવાઈ ઘણું, દાશી મન અપાર; અરે પ્રભુ સામું જુઓ, દુખીઓ છે કામદાર. ૨ રતુકાર કહે શું કરૂં. મારૂં ન ચાલે જોર; બોલ્યાનો કાંઈ લાગ નહી, હવે શું કરવો સોર. ૩ ચોપાઈ. પછે તાંસળી લીધી કામન, માંહે ખીચડ પાપડ અંન; સુંદર બોલે નહી લગાર; લેઈ કવલ ભર્યા બે ચાર. ૧ શુંદર ધીરજ રાખે મન, ભલું કરશે જુગજીવંન, એવી મનમાં

વીચારે વાત, પછે પડી ત્યાં વેગે રાત. ૨ સજ્જા કીધી છે સુંદર કાજ, કુળવંતીને ઘણી છે દાઝ; કાટલ ગોદડી દીધી સાર, માંહે દીસે ભડકલાં બાર. ૩ **પુરવછાયા.** ખંખેરી તે પથારી, ધુળ ઊડી શેર ચાર; સુંદર ત્યાં જોઈ રહ્યો, માંહી ભડકલાં બાર. ૧ તેપર કીધો સાથરો, પાશાણ ઓશીંગડે હોય; બીછાનું કરીયું સહી, સુંદર ઉભો જોય. ૨ ભલો ભલો ભગવાનજી, લજ્જા રાખજે શામ, ભક્તવછળ છો ભુધરા, દુખ તણા વીસરામ. ૩ સુંદર સુતો ધરણીએ, રાજા મો-હોલજ માંહ, સુખ સજ્જામાં પોઢીઆ, રાણી તળાસે પાય. ૪ **ચોપાઈ** રાણી આવતી સરવે પાસ, આવી ઊભી તીહાં પચાસ; ભેગી મળીને કરે છે વાત, તમે સાંભળો મારા નાથ. ૧ સુંદર નારી કહીએ જેહ, અમને દેખાડોને તેહ; વાલંદની સ્ત્રી કહીએ જાણ, તેને વાગ્યાં મોહનાં બાણ. ૨ મુરછા પામીને તે વળી, તેની શુધ શરીર-ની ટળી; એવી રૂપવંતી જે નાર, અમને દેખાડો ભરથાર. ૩ એમ કહી પગ તાણ્યો નાર, તમને સુવા ન દઈએ લગાર; ત્યારે વળતાં બોલ્યા ત્યાં રાય, અમે જોશું એ કન્યાય. ૪ હમણાં નીંદરા આવે અપાર, માટે સુઈ રહેવા દોને નાર; તોયે કામની ના મુકે કેડ, વારે ઘડીએ કરે બહુ છેડ. ૫ **પુરવછાયા.** દુખ દીએ છે કામની, ત્યારે રાજા બોલ્યો વાણ; પેટ ભર્યું છે તાહરૂં, જાય છે માહરા પ્રાણ. ૧ નારી તો મુકે નહી, રાજાને ચડી રીસ; તમને કહાડી મુકુ ખરો. નહીતર છેદુ શીશ. ૨ નારી મુખથી એમ કહે, અમને નહી કંઈ લાજ; વેચીશું જઈ લાકડાં, લાજશો તમો મહારાજ. ૩ તારે રાજા એમ કહે, મેહેલો આણે દન; એકવાર જોઊં ખરો, પછે દેખાડું કામન. ૪ **ચોપાઇ.** એમ રાજાએ કહ્યો બોલ. નારી કહે તમે આપો કોલ, પછે રાજાએ કોલજ દીધ, ત્યારે થયો પ્રાતુ-સકાળ સીધ. ૧ તવ રાજા કરેછે વીચાર, હવે પરપંચ કરૂં હું સાર; જેમ દુભાય નહી કામદાર, દીવસ ચડીઓ ઘડી બે ચાર. ૨ **પુરવછાયા.** રાજા કહે ભલે આવીયા, એક પુરો મનની હામ; ચોપટ રમીએ બેઊ સહી, આપું તમશું કામ. ૧ નવો પ્રધાન થાય ખરો, તે રમે અ-મારી સાથ; આનંદમાં દીવસ નીસરે, એ માનો મુજ વાત. ૨ **ચોપાઈ.** સુંદર આવો શોગઠે રમીએ, જે હારે તેને ઘેર જમીએ; તેની નારી તે પીરસે અંન, લજ્જા ન ધરે તેની કામન. ૧ આપણે કરયો એટલો હોડ, ત્યારે પહોચે મનના કોડ; ત્યારે સુંદરે બોલ્યોરે વચન, હું છઊં તમારોરે તંન. ૨ તેની કેમ પીરસે કામંન, લજ્જા

કેમ મુકે રાજન; પુત્ર જમે માતાને હાથ, તે તો જાણે સરવે વાત. ૩ ઘટતું હોય તેમ રમાએ, સાચું વચન કહું છું રાય; ત્યારે રાજા બોલ્યો વાણ, સાંભળ સુંદર ચતુર શુજાણ. ૪ હેવું ભાગ્યમાં હોય ત્યારે થાય, વહુ રાંધે ને સાસરો ખાય; તે માટે આપણ રમીએ, જે હારે તેને ઘેર જમીએ. ૫ સુંદરનું ઝાંખુ મુખ તારે થાય, પાસા લીધા હાથમાં રાય; એવું જ્યારે કીધું રાજાય, તતક્ષણ નાંખયા પાસાય. ૬ **પુરવછાયા.** શુંદર મુખ ઝાંખુ થયું, ત્યાં જીત્યો રાજન; ઘરમાં પેહાનો દામ નહી, શું કીધું જગજીવન ૧ હવે તો હું શું કરૂં, કેમ કરૂં હું કાજ મેં જાણ્યું સુખ પામશું. મરણ આવ્યું મહારાજ ૨ એમ કહીને તે નીસરયો, કલ્પાંત કરતો મન, ઝાંખુ મુખ દેખી કરી, તવ બોલ્યા રાજન ૩ **ચોપાઈ.** રાજા મુખથી બોલ્યો વચન, શુંદર સાંભળરે મારા તંન; કાં ઝાંખું થયું રે વદન, કાંઈ ચીંતા માં કરશો મન. ૧ હવે ઘેર તું વેહેલો જાજો, ભોજનને તે આસુરજ થાએ, ત્યારે શુંદર બોલ્યો વચન, કાલ જમવા આવો રાજન. એમ કહીને ઉભો તીહાં થાય, શુંદર પોતાને ઘેર જાય, અરધ ઉપર થયો અસવાર, દુંદભી વાગી તેણી વાર. ૩ **પુરવછાયા.** શુંદર ત્યાંથી ચાલીઓ, નીશાણુવાળીઓ ધાય; ઢોળ દળમાં ગડગડે, ખમા ખમા કરતાય. ૧ શુંદર આવ્યો ઘર આંગણે, સરવેને કરયો જુહાર; બલીહારીજાઉં તુજ ઉપરે, એમ કહેતી રતુકાર. ૨ ચીંતાતુર દીસો ખરા, વળી તમે કહી વાત, જેવું હોય તેવું કહો, સુદર મારા ભરાત ૩ વચન એવું સાંભળી મુખ, મુકયો નીશ્વાસ; મરણ આવ્યું ઢુંકડું, ભાગી મનની આશ. ૪ મેં જાણ્યું હવે જીવશું, દુખનો ન આવીયો અંત; રાજા કહે હઠે ચઢયો, ઘણી જેને મન ખત. ૫ ચોપટ રમીયા રાયજી, બોલ્યા રૂડી પેર; રમત રમતાં હારે સહી, જમીએ તેને ઘેર ૬ એવું વચન રાએ કહયું, તેનો થયો વીચાર; તે માટે તમે જાણજો, મોત આવ્યું રતુકાર ૭ ઉગરયાનો ઉપાય નહી કહયું ન માને નાર; સમજાવી સમજે નહી, રતનસેનની કુમાર. ૮ રતુકાર હું શું કહું, મુખથી કહયું ન જાય; છેતરીઓ મુને રાયજી, તે ચીંતા નવ સમાય. ૯ તારી મોટી આશા છે, તું વીના ન રાખે કોય; તે કરતાં લખીયું હશે, તેનો ધોખો નોય. ૯ મેહેરબાની કરી કહયું, ન માને લગાર: હતું તહાં સરવે સહી, મરણ આવ્યું હવે નાર. ૧૦ **ચોપાઈ.** સુંદર બોલ્યો તેણી

વાર, તું તો સાંભળરે રતુકાર; હવે મરણ આવ્યુ નિરધાર, હામ રહી તે હઈયા મોઝાર.૧તારી રાણી ન પીરસે અંન,જમવા તે નાવે રાજંન; તે માટે મરવું આણે દંન, હામ હઈયામાં રહી કામન. ૨ આબરૂ તો મારી જાએ સાર, સાચું માને તું રતુકાર; હવે મારૂ પેટ કટાર, હામ રહી હઈયામાં સાર. ૩ તારા ગુણનો ન આવે પાર, સાચી વાત કહું છું નાર; મારા ચામની શીવડાવું પેજાર, હામ રહી હઈયામાં સાર. ૪ પાણી પેહેલી બાંધુ પાળ, મુવા ઉપર બીજી નહી ગાળ; તે માટે મરૂં આ વાર, હામ રહી હઈયામાં સાર. ૫ એમ કહીને સુંદર રોય, રતુકાર ઉભી ટગમગ જોય; છેડે કરી આસુ લુવે તયાંહી, મામ રહી હઈયામાં આંહી. ૬ વળતી બોલી રતુકાર, જઇ સંભળાવું કુળવંતી નાર; તું તો દુખ માં ધરે લગાર, ધીરજ મનમાં રાખીએ સાર. ૭ તું તો દુખ પામે છે અપાર, શુખી કરશે જુગદાધાર, એમ કહે છે રતુકાર, ધીરજ મનમાં રાખો કામદાર, ૮ એમ કહીને ઉઠી કામન, ઘર મધે ગઈ ભામન; તારે હરખ્યો તે સુંદર મન. લજા રાખે જો જગજીવન. ૯ **પુરવાયા.** ધીરજ મનમાં રાખો સહી,કહે છે રતુકાર કાંઈ; એક પરપંચે કરી, સમજાવું એ નાર. ૧ એમ કહી ને સંચરી, ગઈ કુલવંતીની પાસ. કરજોડી કરેવીનતી; હું છુ તમારી દાસ. ૨ **ચોપાઈ.** બાઈ કહું છુ એકજ વાત, તમે રીસમાં કરસો ઘાત, મુરખો મરે છે આણિવાર; પછી આપણે થાસું ખુવાર; રાજા જમવા આવે આપણે ઘેર. માટે રસોઈની શીપેર, જો તમે કરશો નકાર, તો મારે રાજાનો કામદાર. ૨ તારે કુળવંતી બોલીવાણ, મુરખો મરેતો થાએ કલ્યાણ; એનું મુખ દેખે થાય પાપ; એ મરેતો મટે સંતાપ. ૩ વણ ઓસડે રોગજ જાએ, તીખું કડવું તે કોણજ ખાએ; એવું કરે જો તીકમરાએ, તોતો આપણે સુખડુ થાએ. ૪ **પુરવછાયા.** સુખ થાએ તે આપણે, એમ કહેતી નાર; વચન એવાં સાંભળી, તવ બોલી રતુકાર. ૧ અરે બાઈ એ શું કહો, વીચારો કંઈ મન; મુરખો મરે દુઃખ ઉપજે, લુટી લીએ રાજન. ૨ **ચોપાઈ.** નીસ્ચે લુટી લે રાય ધંન, તારે ઓરતો કરશો મન, તત્ર આપણું નહી કંઈ જોર, ભુંડા હાલ કરશે જેમ ઢોર. ૧ તારે સંભળી કુલવંતી નાર, તું સાંભળરે રતુકાર; પેટ ભરીને કેહેતુ નાર, ભુવો ચીર મંગાવે ચાર. ૨ ચાર ચુડલા મંગાવે જાણ, તેમાં જુજવા રંગ પ્રમાણ; કોરો ને કુડકડતો જે, કચકડાંને સુવર્ણનો તેહ. ૩ એવા ચુડલા મંગાવે ચાર,

આભુષણ જુજવા તેસાર; જુજવી ભાતનાં વળી લાવો ચાર, ઘણા ઝીણા અમુલખહાર. ૪ નારી કુંજરનો એકસાર, બીજો સોનેરી નીરધાર; ત્રીજો વળી બંગાળી ઘાટ, ચોથો ઓઢી ભુલાવે તે માટ. ૫ એવા જુજવા ચારેરંગ, સુકોમળની આણેજંગ; એવાં વચન કહ્યા કામન, દાસીને ઉછરંગ ગહુ મન. ૬ જ્યાં બેઠા છે કામદાર, સુખથી બોલે રતુકાર; તુજ ઉપર જાવું બલીહાર; તમે ચીર મંગાવો ચાર ૭ ચાર સુડલા મંગાવો જાણ, જુજવા રંગના પરમાણ; બે લાવો અકોટાની જોડ, એક નથને બીજો મોર. ૮ બીજાં આભુષણ છે અતીઘણાં, તે તણી નહિ કાંઈ મણા; એવો બોલ રતુકારે કહ્યો સુંદર મનમાં ઘણો રાજી થયો. ૯ **પુરવછાયા.** વચન એવાં સાંભળી, હરખ પામીઓ અપાર; બારે ઉભો રહી કરી. તેડ્યા વણીક ચાર. ૧ શીવચંદને વળી મુળચંદ, મોતીચંદ કહેવાય, ઝવેરચંદને તેડજો, એમ કહે સુંદરરાય. ૨ તતક્ષણ ત્યાંથી ચાલીયા, આવ્યા તેણે દ્વાર, ચલો બે ચલો બે એમ કહે, બોલાવે કામદાર. **ચોપાઇ.** ચલોબે ચલોબે તુમ શાહુકાર, તમકુ બોલાવે કામદાર; હમ કહે તે જલદી કરો, નહીતો માર ખાઈને મરો. ૧ તુમ કહ્યા કરો કામદાર. ચલો નહીતો ખાએગા માર; હમતો ચાકર માણસ ભાઈ, હમને રોટી ઉનકી ખાઈ. **પુરવછાયા.** વીરચંદ મુળચંદ એમ કહે, આ ટાણે શું કામ; રાત પોહોર ગઈ. ખરી, કેમ તેડે દીવાન. ૧ ચારે જણ ભેળાં થયા, થર થર ધ્રુજે દેહ; ધોતીયાં પડે છે નીસરી, પડેછે પાઘડી તેહ. ૨ નવો કામદાર થયો સહી, આપણને ડંડે જાણ; આ ટાણે તેડું મોકલ્યું, કાંઈ ચુક છે નીરવાણ; ૩ હવે આપણે સુ ઘટે બેસી કર્યાં પરીયાણ; જે ગમે તે આપશુ, એમ મુખેથી બોલ્યા વાણ. ૪ **ચોપાઈ.** ચારે ભેળા મળીને જાએ આવ્યાં જ્યાંછે સુંદરરાએ. ત્યાં આવીને કર્યા પ્રણામ, તારે સુંદરે દીધાં માન; લાવ ગદળા તું રતુકાર, પાથરી બેસારો શાહુકાર; દાસી ગઈ તે ઘર મોઝાર, ગોથાં ખાતી ખાતીરે નાર. ૨ મનમાં વીચાર કરતી જાએ, રખે કુળવંતી સાંભળે કાંએ; તો તો કામ બગડીને જાએ, માંડ માંડ કહીછે હાંએ. ૪ વળી સુંદર બોલ્યો જેહ, લાવ પાથરવાને તેહ; તારે બોલ્યા તીહાં સાહુકાર, અમને ફીકર નથીરે લગાર; એમ કહીને બેઠા સાહુકાર, હવે શું કહો છો કામદાર. તારે સુંદર બોલ્યો જેહ, એક કામ કરોને તેહ. ૫ ચાર સુડલા લાવો નીરધાર, આણી આપો રૂડાં ચીર ચાર, રંગ જુજવા જુજવી ભાત, જેહાએ તે આણી આપો સાથે. ૬ અકોટા ઝાલ સુવરણની જાણ, જડાવ નથ

નેપુર પ્રમાણ, આણી હમણાં આપો તેસાર. એમ કહેવા લાગીયો કામદાર ૮ ગમશે તો અમે રાખસુ, એનુ મુલ થશે તે આપશું; ઝેઠો કહુ તમને આણી ઘડી, તમે વાર માં લગાડશો વળી. ૮ **પુરવછાયા.** સેઠ અતી રાજી થયા, ગઈ તે સઘળી ધાત; મારગ ચાલ્યા મલપતા, કરે માંહો માંહી વાત. ૧ ધરમ રાખ્યો પરમેશ્વરે, હુતી મનમાં ફાળ; વીઘ્ન કશું નડીયુ નહી, તેકીરપા દીનદયાળ. ૨ ઘેર પોતાને આવીયા, કરયો મનમાં વિચાર; ચલો ઝટ જઈ લાવીએ, ચઊટેથી નીરધાર. ૩ એમ વિચારી નીકલ્યા, ધન રાખીને પાસ; કહ્યા પ્રમાણે વોહોરીયું, જોતાં પહોચ્યે આશ. ૪ વસ્તુ સરવે લેઈ કરી, આવ્યા સુંદર પાસ; જોઈ અતી રાજી થયા, મુખે કહે શાબાશ. ૫ ધન બેઠુ હોય જેટલું, તે લીજે આ વાર; લજ્જા નહી તે વાતમાં, એમ કહે કામદાર. ૬ બેઠુ તે મુખથીવધા: શાણા જે શાહુકાર; તેજ પ્રમાણે આપીયું, ક્ષણુ ન કીધી વાર. ૭ જુહાર કરીને આવિયા, પોતાને અવાસ; મનમાં બહુ રાજી થયા, પોચી સરવે આશ. ૮ વસ્તુ સરવે લઈ કરી, આપી ત્યાં રતુકાર; જઈ તું વેગે આપની, જ્યાં કુલવંતી નાર; ૯ **ચોપાઈ.** તે રજની તો વીતી જાએ, પ્રાતુશકાલની વેળા થાએ; રાત પાછલી ઘટીકા ચાર, તારે ઉઠી કુલવંતી નાર. ૧ રસોઈ કરે રૂડી તે તઈઆર, ચતુર નારીને શાની વાર; છપન ભોગ કીધા છે કામન, તેતો રાજાને કરવા ભોજન. ૨ તરેહ તરેહનાં કીધાં છે શાક, તેમાં ચુક નહીરે જરાક; ભજીયાં ગરમ ગરમ છે અપાર, વળી રાઅતાં કીધાં નીરધાર. ૩ લીંબુ કરી તણારે આચાર, સરવે રાખ્યાં તીહાં તઈઆર; પછે કહે કુલવંતી નાર, તુંતો સાંભળને રતુકાર. ૪ હવે દીવશ ચઢ્યો ઘડીચાર, રાજાને તેડાવો આણીવાર; સામગ્રી સરવે છે તઈયાર, માટે મુરખાને કહે નીરધાર. ૫ સુણી કુલવંતીનાં વચન, રતુકાર થઈ છે પ્રસન્ન; આવી સુંદરને કહે છે વાત, તુંતો સાંભલ મારા ભ્રાત. ૬ સર્વે રસોઈ તઈઆરજ થઈ, આજ તુઠા છે શ્રી ભગવાન, રાખ્યુ તમારૂ આ સમે માન; જઈ તેડી લાવો રાજન. ૭ માટે પધારો તમે વીર, રાખોને રૂદીયામાં ધીર; તેડી આવજો ઝટ તમે સાર, વાર કરશો નહીરે લગાર. ૮ એવુ સુંણતામાં ત્યાં કામદાર, મન રાજી થયો છે અપાર; મારા ભાગ્ય તણો નહી પાર, આજ સમજી કુલવંતી નાર. ૯ **પુરવછાયા.** સુંદર ત્યાંથી ચાલીયો, આવ્યો રાયને દ્વાર, પ્રીત કરી પધારીએ, ભોજન થઆં તઈઆર. ૧ માટે વેગે ઉઠીએ, હોંસીલા માહારાજ, પુત્ર ઘેર પધારીએ. ભોજન કરવા

કાજ. ૨ **ચોપાઈ.** ચાલો ચાલો આપણે દ્વાર, ભોજન થયું ત્યાંહાં તઈઆર; સુંદરે એવાં કહ્યાં વચન, જમવાને ચાલ્યો રાજન. ૧ રાજા ઘોડે થયો અસ્વાર, ચાલો ચાલો કરે તેણી વાર; આવ્યા તતક્ષણ ઘેર કામદાર, સામી ઉભી છે રતુકાર. ૨ **પુરવછાયા.** દાસી દોડી ઘર વીષે, બાઈ આવ્યો તે રાજન; મુરખો તેડી લાવીયો, કરાવો ભોજન. ૧ કુળવંતી ત્યાં એમ વદે, પરસાળે તેડી લાવ; આસન આપ તું બેસવા, દઈને આદરભાવ. ૨ પછે રાજાજી આવીયા, બીઠાવ્યા ત્યાં દ્વાર; પરસાલે બેઠા સહી, પાસ બેઠા કામદાર. ૩ રતુકાર વળતી એમ કહે. તમે ભલે પધાર્યા રાજન; રાજા વળતો જોઈ રહ્યો, ધંનધંન તે કામન. ૪ એવી દાસી ચતુર છે, તેથી ઉત્તમ નાર; ધીક ધીક મારો મનખો, ધીક પડયો સંસાર. ૫ **ચોપાઈ.** ત્યાંતો જમવા બેઠા રાજન, કુળવંતીએ દીધાં બહુ માન; પેરયો ચુડો સુવરણનો જોડ, ઓઢયું ચીર અનોપમ તેહ. ૧ પેહેર્યા ઝાંઝર ઉત્તમ સાર, કડલાં કાંબી તણા રમકાર; કાને સુવરણ કેરી ઝાલ, નાકે મોર અમુલખ માલ. ૨ રૂડી રાખડી શોભે વળી, ઓઢણીયું પાસે વાદળી; દરસણીયું ને ગોફણી સાર, કરતી ઘુઘરી કેરો ઘમકાર. ૩ સણગાર ગળામાં સોબેસાર, જુમખડું પટ બાંધ્યું તે વાર; કંઠે મુક્તા કેરોછે હાર, હીરા રતન તણો ચમકાર. ૪ હાથે કંકણ બાજુબંધ, મહા કામી જોઈ થાએ અંધ; સોલ સણગાર સજ્યા તે નાર, કર લીધો બાજઠ ભમરી બાર. ૫ હેમ બાજઠ મુકયો છે પાસ, બીજો રૂપાનો તેની પાસ; હેમ બાજઠે હીરા જડયા, કીયા જડીઆગે રૂડા જડયા. ૬ ફુદડી ફરતી તેમાં સોહે, વળી ઝાંઝર રૂડાં હોએ; રૂપા કેરો બાજઠ તાંય, હેમ ઘુઘરી ટાંકી તે માંહે. ૭ કીયા કારીગરે તે ઘડીયાં, હીરા રતન અમુલ્ય જડીયાં, વળી ગદલ બે લીધાં સાર. તેતો બેસવાને નીરધાર. ૭ પાંચ પટીલી કહીએ જોડ, તેનાં ગાદલાં લીધાં તેહ; તે ગદલ આપે રતુકાર, જઈ પાથરયાં તેની વાર ૯ પછે તતપર થઈ કામની, વેગે ચાલી ગજ ગામની; ઘરમાંથી નીસરી બાહાર, તેમાં કાંઈ ન લાગી વાર. ૧૦ રમઝમ કરતી નીસરી, જાણે ઈંદ્રપુરીની પરી; બાજઠ મુકયા રાજાની પાસ, મનમાં થઈ બહુ ઉલાસ. ૧૧ બીજો બાજઠ રૂપાનો જોડ, સુંદર આગલ મૂકયો તેહ; આગળે હાથ મુકયો કામન, મુખ જુવે નહી ભામન ૧૨ રાજા મનમાં કરે વિચાર, લજાવંતી દીસે છે નાર; મહા રૂપ તણો અવતાર, તેમાં ખામી નહીરે લગાર. **પુરવછાયા.** રાજા તે વી-

સ્મે થયો, ધન ધન એ કામન; ભાગ્ય મોટું સુંદર તણું, એ નારી રૂપ રતન. ૧ પચાસ રાણી છે ખરી, મારા ઘરમાં સોએ; એવું રૂપ દીઠું નહી, ઊમર માંહી કોએ. ૨ **ચોપાઇ.** પછે કુલવંતી ઘરમાંરે ગઈ, ઉતારયાં આભુપણ તાં સહી; બીજાં વસ્ત્ર પેહેરયાં તેણીવાર, બદલ્યા સરવેને સણગાર. ૧ ચુડો પેહેરયો કોરેલો જાણુ, દક્ષણી ચીર ઓઢયું નીરવાણુ; હાથમાં ભોજન કેરો થાળ, ભરજોબન છે મછરાળ. ૨ મેહેલ્યો થાળ બહુ વિધ કીધ, આવજે હાથે સુંદરને દીધ; નારી કળા કરે છે અપાર, તેનો કોઈ ન પામે પાર. આ તો બીજી દીસે છે કામન, એમ વીચારે મનમાં રાજન; સુંદરને એ છે રૂડી નાર, એના તેજ તણો નહી પાર. ૪ રાજા ત્યાં જોઈ રહયો, ભલો સુંદર કામદાર; સરખે સરખું રૂપ છે, એને એ છે નાર. ૫ કનકવરણુ કામની જસી, સેહીએ સોળ સણગાર; હંસ સગી મરગ લોચની, પદમણી પેમ અપાર. ૬ ભર જોબન વરસ સોળમાં, ગજગામની તે નાર; ધીક ધીક અવતાર તે માહરો, એમ રાજા કરે વીચાર. ૭ **ચોપાઈ.** રાજા મનમાં કરે વીચાર, પછે ઘરમાં જઈ તે નાર; તેણે સણગાર ઉતારયો જાણ, પછે પેહેરયો ત્રીજો પરમાણુ. ૧ કોરો ચુડલો પેહેરયો તે સાર, ઓઢી ચુંદડી તે નીરધાર; પેહેરયાં આભુપણ બીજાં જાણ, દીઠે મોહ ઉપજે નીરવાણ. ૨ જાણે કન્યાં પરણી સાસરે જાય; એવું મન ઢમાસે રાય; લીધો ભાત ઘરત ને દાળ, જેનો સ્વાદ ઘણોજ રસાળ. ૩ ઠમકે ઠમકે મુકતી પાય, કામી નરનો તે જીવડો જાય, રાજાને વાગ્યું તાં કામબાણ, તેની શુધ ટળી નીરવાણ. ૪ વપુ કંપે ને મુખ ન બોલાય, તેની ગતી જોતાં એવી થાય; જોઈ સુંદર ત્યાં કરે વિચાર, રાજા કામી થયો નીરધાર. ૫ **પુરવછાયા.** શુધ સરીરની નવ રહી, રાય વીચારે મન; મેં જાણ્યું સ્ત્રી બે સહી, પણ દીસે છે ત્રણ. ૧ પચાસ પુરી પરણીયો નહી, કોઈ એવી નાર; ધીક ધીક મનખો માહરો, ધન્ય સુંદર અવતાર. ૨ **ચોપાઇ.** એમ રાજા વીચારે મન, ઘરમાં તે ગઈ કામન, ઉતારયા વેગેથી શણગાર, નવા બીજા પેહેરયા તે નાર. ૧ કચકડાનો ચુડો શોભે અપાર, બાંહે બાજુ બેરખા નીરધાર; બાંધણીની સાડી પેહેરી જાણુ, નાકે વાળી પહેરી પ્રમાણુ. ૨ જાણે ગુજરાતણ નીસરી બાહાર, હાથમાં ધરયો દુધનો થાળ; માંહ સાકર ભારી છે સાર, જાયફળ એલચી ખુશબોદાર. **પુરવછાયા.** બહાર નીસરી કામની, હાથમાં દુધનો થાળ, તે રાજા ત્યાં જોઈ રહયો, પ

ટી પેટમાં ફાળ. ૧ સુધ બુધ સરવે વીસરી, ભાન નહી લગાર જેને ભાગ્ય સુંદરતણું, જેને છે આસ્ત્રી ચાર, ૨ ધન ધન સુંદરનો મનખો, ધન ધન એ કામદાર; ધન ધન રાણી કુળવંતી, જેની હાશી રતુકાર. ૩ મુજઘર એવી કોઈ નહી, જોતાં એવી નાર; હવે તે હું શું કરૂં, રાજા કરે વીચાર, ૪ સુંદરને મારૂ સહી; ચારે લઉ કામન; જોતાં સુંદર ચેતીયો, કાની થયો રાજન. ૫ **ચોપાઈ.** સુંદર સમરે સારંગ પ્રાણ, મધુસુદનની રાખજે માન; પ્રભુજી પાસુ છે તમતણું, સાચું વચન હું તો ભણું. ૧ તમે ઉગારયા ભગત અનેક, તેનો કેહતાં ન આવે છેક, લજા રાખજે કમળાપતી, એમ સુંદર કરે વીનતી ૨ સુંદર મનમાં એવી ભગતી કરે, તવ રાજાનું મન પાછું ફરે, કેમ મારૂ એ કામદાર. મુજને ચાલે નહી લગાર. ૩ પાપ દ્રષ્ટી મારી થઈ, વૃધપણામાં બુદ્ધી કેમ ગઈ; સરપ કરડે ને જીવડો જાય, તારે સ્ત્રી બલી ક્યાં થાય. ૪ હાણુ ભાગ તો આ છે દેહ, શરીર પડવાનું છે તેહ; પ્રભુજીએ આપી એવી બુદ્ધ, તારે રાજાના મનમાં થઈ શુધ. ૫ એતો મારે પુત્રી સમાન, એમ રાજાને આવ્યું ગ્નાન; ખોટી દ્રષ્ટી મેં તો કરી, એ તો મારી ભગની દીકરી. ૬ જગી ઉઠ્યા છે તેણી વાર, તેને વાર ન લાગી લગાર; હવે પાડ ઓશીંગળ થાઉં, પસાલી આપીને અહીંથી જાઉં. ૭ પાંચ હજાર રૂપઈયા સાર, ચાર સ્ત્રી ને રતુકાર; પગે લાગીને રાજા જાય, તેને ઉલટ અંગ ન માય. ૮ **પુરવછાયા.** રાજા તતક્ષણ ઉઠીયા, ઘોડે થયા અસ્વાર; સુંદર ભેગો ચાલીયો, તે આવ્યા રાજદુવાર. ૧ તે દીવસ એમ વહી ગયો. થયો શંધાકાળ; શીખ માગીને સંચરયા, સુંદર તે તતકાળ. ૨ ફાટલી બીછાની ગોદડી, માંહી ધુળ ખરી શેર ચાર; તે સુવાને પાથરી, માંહે ભાકડાં બાર. ૩ સુંદર તો સુતો ખરો, રાજા સુવા જાય; સજ્જામાં પોઢયો ખરો, સ્ત્રી તળાસે પાય. ૪ પચાસ રાણી ભેગી થઈ, બોલી મુખથી વચન, સુંદર નારી જોઈ આવીઆ, તે દેખાડો રાજન ૫ એમ કહી પગ તાણુતી, દુખ દેતી નાર; અમે તે જોશું સહી. સ્ત્રી છે જે કામદાર. ૬ **ચોપાઈ.** મુકો મુકો કહે રાજન, તમે દુખ માં દયો કામન; તો એ નારી ન મુકે કેડ, ઘણી કરતી રાજાની છેડ. ૧ તારે રાજાને ચડી ઘણી રીશ, કાહાડી મેલું કાં છેદું શીશ: તારે નારી બોલી વચન, તજાશો તમે સ્વામીન ૨ અમે કરશું નીચાં કામ. ત્યારે જાશે તમારૂં નામ; લાકડાં ઘાસ વેચી પેટ ભરશું, તમારા મોહોલ હેઠે નીકળશું. ૩ પ્રથમ બોલ્યાતા મુખથી બોલ, તમે આપ્યો તો

આમને કોલ; માટે દેખાડો તે નીરધાર, રાજા કહે શ્રી છે ચાર, ૪ જેને દેખીને રીઝે મન, તેનું કેમ જોવાએ વદન; તમે પચાસ રાણી કામન, દૂર મુખણી છો ભામન. ૬ **પુરવછાયા.** ૩૫ એનું અદભુત છે, તમે નહી દાસી સમતોલ; પરપંચ કરી દેખાડશું, એમ રાજા બોલ્ય. બોલ. ૧ કોલ આપ્યો તે નારને, રાજી થઈ અપાર; આતુરતા મળવા તણી, સમરે જુગદાધાર ૨ **ચોપાઈ.** રાજા ઉઠયા તે પાતુસકાળ, સુંદર આવ્યો તે સભા મોઝાર; ત્યારે રાજાએ દીધાં માન, ભલે આવ્યા તમે પરધાન. ૧ આજ રાતે મેં દીઠો ખેલ, તે તો તમને કહુંછુ પેલ; એક નારી તે ભીનેવાન, તે તો દીસે રૂપનીધાન; ૨ તેને ધાબળી ઓઢી શીશ, જાણે કરે છે ઘણેરી રીસ: એક ત્રીશુળ કરમોઝાર, સીંદુર તીલક કર્યું નીરધાર. ૩ **પુરવછાયા.** સીંદુર તીલક તે કર્યું, મેં સ્વપને દીઠી નાર; ખપર હાથે તે ખરૂં, મુખ કરતી પોકાર. ૧ ખાઊં ખાઊં રાજા તુજને ખાઊં તુજ પરધાન; નીવેદ મારાં નવ કરો, સમજુ થઈ રાજન. ૨ ઉજાણી કરો માહરી: ભદરકાળી છે નામ: માહા કાળેસ્વર શીવ સહી, તમે આવો તેણે ઠામ. ૩ તે માટે તમે સાંભળો, પ્યારા મુજ કામદાર; ઊંટ ડંડેરો ફેરનો સહી, આવે સહુ નરને નાર. ૪ **ચોપાઇ.** બહુ આવે ત્યાં નરને નાર, પડો વજડાવો આંનીવાર ત્યારે સુંદર બોલ્યો વાણ, એમાં સરવેનું થાએ કલ્યાણ. ૧ ડંડેરો ફેરવ્યો તે ઘડી, તેને વાર ન લાગી વળી; ગામ મધે જે નરને નાર, ઉજાણી જાવા થાજો તઈયાર. ૨ ભદરકાળી માતા છે જ્યાં, બાળ ગોપાળ આવજો ત્યાંહાં; એમ ફરી આવ્યો પાછો ઠામ. આવી ઢેંડ કરયો પરમાણ. ૩ અમે ફરીને આવ્યા રાએ, પછે પોતાને ઘેર જાએ; રાજા બોલ્યો તેણીવાર, તું તો સાંભળ મુજ કામદાર. ૪ હવે વાત કહુંછું અમો, કુટુંબ તેડી લાવોને તમો; તમે કાંઈ માં લગાડશો વાર, જાઓ સાંમગરી કરો તઈવાર. ૫ **પુરવછાયા.** ત્યારે સુંદર વળતું બોલીઓ, તમે સાંભળો મારી વાત: હું સાચું તમને કહું, ખોટું નબોલું તાત, ૧ તમ સાથે અમે આવશુ, આવી ન શકે કામન; ચારે ને દુખે સહી, કોઈ નવ પીરસે અન. ૨ એકને તાવ આવે સહી, બીજી વમન કરે અપાર; ત્રીજીનું માથું દુખતું, ચોથીને નથી કરાર. ૩ **ચોપાઈ.** સુંદરે એવાં કહ્યાં વચન, રાજાનું નવ માન્યું મન: સુંદર એમ નહી એ લગાર, જેમ તેમ બેળી તેડો નાર. ૧ વેહેલમાં બેસી ચારે આવે, ત્યારે રાણીમન ઘણું ભાવે; સુંદર ફેરવણી કરે અપાર; જોર ચાલે નહીરે લગાર. ૨

રાજા કહે હવે વેહેલા થાઓ, તમે પોતાને મંદીર જાઓ; સુંદર ત્યાંથી ઊઠયો તેણીવાર, પછે ઘોડે થયો અસ્વાર. ૩ વાગીયાં નગારાં ઢોલ નીશાન, નકી પોકારે મુખથી વાણ; આજ સુંદર સમો નહી કોય, એવી વાત નગરમાં હોય. ૪ **પુરવછાયા.** સુંદર આવ્યોઘરવીષે, સરવને કરી જુહાર; ચાકર સઊ પાછા વળ્યા,ત્યારે બોલી રતુકાર. ૧ આવો આવો વીર માહરા, ભોજન કરીને જાઓ: પાણી ઊનાં છે સહી, ઝટપટ વેહેલા નાઓ. ૨ સુંદર મોહોલમાં આવીઓ; ત્યારે ભીડયાં દવાર; રતુંકાર ઘરમાં ગઈ, ભોજનને શી વાર. ૩ કુળવંતી બોલી સહી, તુજને એવડું શું થાય; તાંસળી પડી છે ચોકમાં, તું તાં લઈને જાય. ૪ **ચોપાઈ.** ત્રાંસળી લીધી ત્યાં કામન, માંહે ખીચડ પાપડ ને અંન; તે તાંસળી લઈ ચાલી દાસ. આવી ઊભી સુંદરની પાસ. ૫ જમો જમો વીર માહરા. હું તો વારણાં લઊં તાહરાં; સુંદર બોલે નહી લગાર, ઝાંખુ મુખ દીઠું તેણીવાર. ૨ સાચુ કહોને મારા ભરાત, જે હોય તારા મનમાં વાત. ત્યારે સુંદર કહે છે લો જુહાર, મારે મરવું પડશે આ વાર **પુરવછાયા.** રાજાએ મુજને કહ્યું, ઊજાણી કરવી સાર; વેહેલે બેશી આવજો, તમો નરને નાર. ૧ પચાસ રાણી માહરી, આવે સરવે જાણ; નગર લોક સરવે આવશે, કહ્યું વચન પ્રમાણ. ૨ શેહેરમા ડંડેરો ફેરવ્યો, કાલે જાશે જાણ; તે માટે તુજને કહું, મરણ આવ્યું નીરવાણ. ૩ આબરૂ જાશે માહરી, તે માટે મરવું સાર; વચન એવાં સાંભળી, તવ બોલી રતુકાર, ૪ **ચોપાઈ.** એમ કહી ચાલી રતુકાર, આવી જ્યાં કુલવંતી નાર; બાઈ સાંભળો કહું વચન, સુરખો મરે છે આને દન, ૧ સુરખો મરેતો આપણે દુખ હોએ, રાજા ડંડલીએ ત્યાં શોએ, દરશન કરવા જાવું કામન, એમાં કાંઈ ન બેસે ધન, ૨ તવ બોલી કુલવંતી નાર, મુવો વારે વારે કરે જંજાલ, પરાણે પુણ્ય આપણે થાએ, સાચુ કહુંછું મોરી માએ ૩ રાંડ તારે મન એ ભાવે, ત્રણ વેહેલ મંગાવી લાવે; એવાં વચન કુલવંતીએ કહ્યાં, તે સરવે રતુકારે લહ્યાં ૪ **પુરવછાયા.** વચન એવાં સાંભળી, તતક્ષણ આવી નાર, વેહેલ ત્રણ મંગાવો સહી, એમ કહેતી રતુકાર. ૧ તે ઘડી વેહેલ મંગાવી ત્યાં, છોડી આંગણ મોજાર; કમાડ ત્યાં ભીડાવીયાં, સુરખા પાસે તે વાર. આખી રાત ઉજાગરે વેહેલ ગુંથણી હોએ, માફ્ક તેના ઢાલીઆ, તે કળી ન શકે કોએ. ૩ માંહે એક મુકી શલ્યા સહી, ત્રણ ત્રણ મણની સાર; તીર દોરીએ દેખાવી સહી, હીકમત કીધી નાર. ૪ **ચોપાઈ.**

એવી હીકમત કીધી નાર, પ્રાતુશકાળ થયો તેણી વાર; તારે મનમાં કરયો વિચાર, હવે શું કરીએ નીરધાર. આગળ આપણુ જઈએ સોએ, જેમ વાત પ્રગટ ના હોએ; રાત બે ઘટીકા ત્યાં રહી, કુલવંતી તે તતખર થઈ. ૨ દાતણુ પાણી કીધું કામન. બે ઘટીકા રહી જામન; વેહેલ જોતરી તેની ઘડી, તેમાં કુલવંતી બેઠી ચડી. ૩ ચાર વેહેલ ચાલી જેટલે; ગામના ઘોડા ચાલ્યા તેટલે; શંકટ પોહોંચા છે ત્યાં અપાર; સરવે ચાલ્યા નગરથી બાહાર. ૪ જાવુ છે ત્યાં એક બોજન, માતાનાં કરવાં દરશન; કોઈ ઘોડે થયા અસ્વાર કોઈ વેહેલે બેઠા નીરધાર. ૫ લીધાં શ્રીફળ સીંદુર ધુપ, લીધાં ઘાકડી મોહોડીયાં અનુપ: હરખ આણે તે નરને નાર, ગેબો માતાનો થયો અપાર. ૬ આખું નગર નીસરયું બાહાર, સુંદર ઘોડે થયો અસ્વાર; આવ્યો આવ્યો તે રાજ દુવાર, રાજાજી હવે કેટલી વાર. ૭ વેહેલા થાઓ તમે રાજન; આગળ ચાલ્યાં અમારાં કામન: સુણી રાજા ઉઠ્યા તેણીવાર. ઘરમાં ઉતાવળ કીધી નાર. ૮ સુંદર નારી આગળ જાએ, તમને કેમ અસુરજ થાએ; એવાં વચન કેહેછે રાએ, પછે રાણી ત્યાં તતખર થાએ. ૯ પુરવછાયા. વચન એવાં સાંભળી ઉતાવળી. સરવે થાએ; વસ્ત્ર અવળાં પેહેરીયાં, આભુષણ ભુલી જાએ. ૧ કોઈએ તેલ માથે ઘાલ્યું નહીં, આંજણ આંખે ના હોએ; સઉ ઠીક થઈ ઉઠીયાં. મેલાં ગાંડાં દોડયાં જાએ. ૨ તેને જોઈ બહુ હરખીઆ તે ભદ્રસેન રાએ: અસવારી આગળ થઈ; સઉ સેન આવ્યુ જાએ. ૩ વેગે વહી સઉ આવીયા, ભદ્રકાળી માતાએ; ભદ્રકાલી માતા કહેવાએ, સરવે લોક તે આવ્યા તાંએ. ચોપાઈ. દેહેરા ઉભા કીધા માહારા જંન, તંબુ ખડા કીધા રાજન; સુંદર વેહેલ છોડી એકાંત, ચીંતાથી મન નહી કાંઈ શાંત. ૧ રખે ખબર પડે તાં રાએ, આબરૂતો નથી ઘરમાંહે; તે માટે બીહે છે મન, રખે વાત જાણે રાજન. ૨ પોત પોતાનું કામ થાએ; કચેરી ભરી બેઠા રાએ; મોટા મોટા સાહુકાર આવે, તેતો રાજાને મનડે ભાવે. ૩ રાગરંગ થાએ અપાર, રાજા પાસે બેઠા કામદાર; લોક સરવે હલમલ કરે, માતાને નીવેદ ધરે. ૪ પુરવછાયા. નીવેદો નાના વીધ તણાં, જઈ મુકે રાજન; સ્તુતી કીધી અતી ઘણી, પાસે બેઠા પરધાન. ૧ ભક્ષ દીધું તાં સહી, પછે આવ્યા સભાએ; કચેરીમાં બેઠા સહી, બોજન તતખર થાએ. ૨ ચોપાઈ. રસોઈ થઈ તીહાં રાજન, ચાલો ચાલો જમીએ પ્રધાન; સાહુકાર બોલે તેણીવાર અમ ઉતારે

જમશે કામદાર, ૧ અમને ગરીબને દીઓ માન, પરધાન જમવા મેલો રાજન, મોતીચંદ એમ કહે છે સોએ, રાજા કહે વાત ન હોયે. ૨ અમરઘેર જમે કામદાર, તારે તેડવા આવી રતુકાર; ચાલો ચાલોરે મારા ભાઈ, ભોજનની તઈઆરી થઈ, ૪ **પુરવછાયા.** ચાલો ચાલો વીર માહરા, કરવાને ભોજન; રસોઈ ઠરીને જાય છે; વાટ જુવે કામન. ૧ તવ રાજા મુખથી બોલીયો, એ કેમ જમે કામદાર; ભોજન નાના વીધ તણા, જેને અરૂચી ચાર ૨ હશીને સુંદર પરવરીયો, આવ્યો પોતાને દુવાર; ખમા ખમા રે વીર માહરા, એમ વદતી રતુકાર. ૩ **ચોપાઇ.** ખમા ખમા વીર માહરા. હું તો વીરન લઉં તાહરાં; ચાલો રસોઈ ઠરીને જાએ, આવો આવોરે તંબુ માંહે. ૧ સુંદર તંબુમો ગયો તેણીવાર, તારે બોલી કુલવંતી નાર; મુવાને આધો બેસાડ શોએ, મુખ દેખુતો પાપજ હોએ. ૨ ત્યાં સલી વચમાં પડી છે જાણ, આપ પીટયાને પરમાણ, બોરસલી લઈને કર મોઝાર, તેમાં એઠું જુઠું પીરશું નાર. ૩ સુંદર આગળ મેલ્યુ સહી, માંહે ખીચડ પાપડ અન; સુંદર કવલ બરે નહી, બોલો તું જગજીવન. ૪ ગીડું ઝાજુ નાંખીયું માંહે પાણી નાંખ્યું સોએ; ગરીબ સરવે જમે ખરા. તેને પણ આ દુખ નોએ ૫ એમ કહીને ઉઠીયો, કવલ ભરયા બે ચાર; માન દીધું તે અન દેવનેં. આવ્યો સભા મોઝાર. ૬ પાનસોપારી મુખમાં ધરી, લવીંગ એલચી સાર; તે ચાવતો આવીયો, ઘડી નવ લાગી વાર. ૭ રાજન વાણી બોલીયા શું જમીયા કામદાર; વેહલા વેહલા આવીયા કાંઈ ન લાગી વાર. ૮ સુંદર કહે સુણ રાયજી, મુજને એક વ્યસન; કસુંબો ચઢીયો નહી, ભાવ્યું નહી કાંઈ અન. ૯ **ચોપાઈ.** એક પડયું છે મુજને વ્યસન. કાંઈક હુંગો કર રાજન; તારે મુજને ભાવે અંન, સત્ય માનીયે મુજ વચન, તારે મીઠાઈ દીધી છે ત્યાંએ, શેર બે લેઈ સુંદર ખાએ; બીજી મીત્રોને વેંચી દીધી, ઘણા દીવસની ભુખ શાંતી કીધી. ૨ પછી રાજાની રાણીઓ જેહ, કુલવંતીને કહાવે તેહ; તમને મળવાની ઘણી છે આશ, અમો આવીએ છીએ તમ પાસ **પુરવછાયા.** કુલવંતીને કહાવીયું, તું સાંભળ ચતુરસુજાણ, સામગ્રી કરજો તમો, અમો આવું છું પરમાણ ૧ તાંયે કુલડાં ચાર મંગાવીયાં, ગલાલે ભરીયાં સાર; હીકમત તાં એવી કરી, વળી ત્રાંસ મંગાવ્યાં ચાર. ૨ **ચોપાઇ.** ચાર કુંડલાં મંગાવો સાર, વેગેથી તાં મેલાવો નાર; સોમચંદને વીરચંદપાળ, કુડલાં ચાર મંગાવો તતકાળ. ૧ વહેલી થા તું રતુકાર, આવશે ભદ્રસેનની નાર;

વણી નાટક કળા કરવી, તેની આંખ ગુલાલે ભરવી. ૨ બાંધ્યાં કુંડલાં ચાર પર સોએ, દોએ નારી વચીક્ષણ હોએ; ચાર તાંસ તે છે પરમાણ. કુડલાં પાસે ભરી મુંકયા જાણ ૩ આવે આવી નારીને સરવે મળી, રથ મંડળી કીધી વળી; તાં આવીને ઉભા સરવે, બોલેછે મુખથી બહુ ગરવે. ૪ વહાલાં થાઓ કુલવંતી નાર, નીકસો માંહુંથી બહાર; તવ નીકળે જોવાને પુર, ચાલી જેમ જુધ કરતાં સુર. ૫ ચીર મુક્તાફળે ભર્યાં જેહ, ઓઢીને નીસરી છે તેહ; કંચુકી છે હીરાંએ ભરી, રથમાંથી બહાર નીસરી. ૬ નારી નીસરી રથથી બહાર, જાણે વીજળીનો થયો ચમકાર; રતુકાર ચતુર બહુ હોય; લીધાં તાંસ ભરીને હોય. ૭ તેનો ઠમકો ધરતી પાએ; ઉતરતામાં કુંડીઓ બાયે થયો ગલાલ તણો ધમધોર; નારી બહુ કરેછે શોર. ૮ રથ ઢુંજે ચડી કામન, થાલ હાથે ગ્રહી ભામન; ધા કરયો ગલાલનો સાર, ગઈ વીંજે રથે વડી નાર. ૯ કેસરી ગજ ઉપર ધાએ, રતુકાર તે પેરે જાએ; બેહુ વ્યાકુળ થઈ છે તાં નાર, તે તો રથ ફરી વળી ચાર. ૧૦ નારી કહે સુંદરને ધન, જેને ચાર રૂડાં ભામન; આપણ હુરમુખ સરવે નાર, ધંન ધંન સુંદર કામદાર. ૧૧ રાજાએ માણુસ મુકયું તેહ, બસ કરો હવે કહ્યું તેહ; તારે પાછી વળી કામન, નારી કહેતી જાઓ ધન્ય ધન્ય ૧૨.

**પુરવછાયા.** રાજા રઇયત સહુ જણા, પરવર્યાં તે વાર; રથ જોડાવી નીસર્યા, ચાલ્યા તાં કામદાર. ૧ જોજન એક જાવું સહી, ચાલ્યાં નરને નાર; તંગ તુટયો ત્યાં અશ્વની, કેડે રહ્યો કામદાર. ૨. **ચોપાઈ.** જ્યારે પાછળ રહ્યો કામદાર, ત્યારે વાલંદ બોલ્યો તેણી વાર; વાલંદ લાડકો રાજાનો કહેવાય, તે તો આવીઓ ક્ષણુમાં ત્યાંય. ૧ લાગ જોઈને કરતા વાત, તમે સાંભળો પ્રથ્વીનાથ; સુંદર માંન નહી ઘર માંહે, સાચું કહું છું તમને રાએ. ૨ પરીક્ષા મેં એની કીધી રાએ, જમ્યા પછી બશેર કેમ ખવાએ; બશેર મીઠાઈ ખાઈને સોય, ભલી રીતે જમે જે કોય. ૩ સ્ત્રી અન પુરૂ ન આપે, કાં તો મુરખો કરીને થાપે; તમે વિચાર કરોને રાય, જમ્યા પછી તરત ન ખવાય. ૪ **પુરવછાયા.** મન એનાં મળતાં નથી, સ્ત્રી ન પીરસે અન; તે માટે કરો પારખું, સત્ય કહું વચન. ૧ એક પારખું છે એહવું, જોડે બેસે નર નાર; એમ કહો એને સહી, નીશ્ચે કહે નકાર. ૨ તમે પણ જોડે બેસજો, રાણીજીની પાસ; તેજ પ્રમાણે બેસારીએ, સુંદર કુળવંતી પાસ. ૩ **ચોપાઈ.** સુંદર આવી પુગો તતકાળ, ત્યારે મુખથી બોલ્યો તે

ભુપાળ; કેડે કેમ રહયા દીવાન, રાજાએ ઘણું દીધું માન. ૧ એક
વાત કહું કામદાર, જોડા જોડ બેસે નર નાર; નગર તણા જે શેઠ
શાહુકાર, તે પણ બેસે નર ને નાર. ૨ એવાં રાજાએ કહયાં વચન,
તવ સુંદરનું નવ માન્યું મન; એવું કેમ થાયે રાજન, માણસમાં
થાશે હાંસન. ૩ આપણો નહી એમાં તોલ, માટે વિચારી બોલીએ
બોલ; રાય કહે બેસવું આ ઘડી, રાજા રથપર બેઠા ચડી. ૪
**પુરવછાયા.** રાજા બેઠા વેહેલે ચડી, સુંદર કરે વિચાર; આખર
તો જાશે ખરી, મરણ આવ્યું નીરધાર. ૧ રાજા વળતું બોલીયો,
વેહેલે આવો કામદાર; નહી બેસુ સુંદર કહે, પેચુટી પડે નીરધાર.
રથમાં બેસું રાયજી, ટળે પેચુટી તાત; માટે માફજ કીજીએ, સા-
ચી માનો વાત. ૩ **ચોપાઈ.** રાજા કહે સુણો કામદાર, વહેલ
પર બેસો લગાર; સુંદર નહીણે આંસું ભરે, વાલંદ આંગ નીચો
આળો કરે. ૧ તે વાત વળતી રતુકાર, તું સાંભળ કુળવંતી નાર;
રાજા વહેલમાં બેઠા સાર, તમે બેસાડો કામદાર. ૧ રાજા કહેછે વા-
રમવાર, તમે વહેલે બેસાડો કામદાર; કુળવંતી કહે સુખે વાણ, ર
કા વેહેલી દીસે છે અજાણ. ૩ રતુકાર કહે ઘડી તુ બેસાર, જેમ
આગરૂ રહે કામદાર; મારૂ વચન માનો તમે સાર, નવ કહેશો મુ-
ખેથી નકાર. ૪ ત્યારે કુળવંતી કહે સાંભળ તું સહી, એને બેસાર
રથમાં લઈ; કેજે નવ જુવે મારા સામું, હું તો મુખ જોઈને કેમ
ખમું. ૫ આકું જોઈને તું એને બેસાર, તારે ગમે તે કર તું નાર;
મેં તો તારૂ માન્યુ આ વાર, નહીતર માનું નહી રે લગાર. ૬
ત્યારે દાશી કહે તેણીવાર, આવો વહેલે બેસો કામદાર; નારી બોલા
વે વારમવાર, વેગે આવોને રથમોઝાર, ૭ તમ વીના ન ચાલે ઘ-
ડી, તમે બેસોને રથપર ચડી; એમ માન દીધું રતુકાર, રાજા વિ-
રમે થયો તેણીવાર. ૮ **પુરવછાયા.** આવો આવો વીર મા-
હરા, હું જાઊં તુજપર બલિહાર; રાણી સાદ કરે સહી, વહેલે બેસો
લગાર. ૧ ત્યારે સુંદર વળતો બોલીયો, પેચોટી પડે જાણ; તે તો
તું જાણે ખરી, સુખે વહે નીરવાણ. ૨ એક ઘડી બેસો તમો, ફી-
કર નહી લગાર; એમ કહી કર તાણતી, પોતે તે રતુકાર. ૩
**ચોપાઈ.** ત્યારે વહેલે બેઠા કામદાર, પગને ખોડી પોતે લગાર; બે
પગ પઈડે મૂકયા જાણ, જોડે વહેલ રાજાની પ્રમાણ. ૧ સામા સા
મી વાતો કરે, રાજા હરખ અતીશે ધરે; રાજા મુખથી બોલ્યો સો
ય, માંડવીની ઉપજ કેટલી હોય. ૨ નામ વિરપુર જે કહેવાય, તે
ની ઉપજ કેટલી થાય; સુંદર બોલ્યો તેણી વાર, વીરપુરના સાઠ

હાજર. ૩ માંડવીએ જે દાણુ લેવાય, પાંચ લાખની ઉપજ કહેવાય વાત કરે રાજા કામદાર, વિસ્મે પામી કુળવંતી નાર. ૪ **પુરવછાયા.** કુળવંતી વિસ્મય થઈ, વીચારયું નીજ મન; મુરખો ચતુર દાસે ખરો, મુખ લેખુ દીએ રાજન. ૧ એમ જાણી નીહાળીયું, વાંસો દીઠો જાણ; જોતામાં રાજી થઈ; વાગયું મોહનુ બાણ. ૨ જેની પુઠજ દીપતી, તેનુ મુખ સુભ હોય: એવું જોઈ ચટકો કરયો, ત્યારે સુંદર પાછું જોય. ૩ આ ચટકો વીંછી તણો, પાછુ જોયું તે વાર; તે જોઈ મોહ પામી ખરી, અચરત પામી તે નાર. ૪ વદન અતી રળીઆમણું, મુછ વાંકી હોય; હેમ કડાં છે હાથમાં, વેઢ વીટી રહી સોય. ૫ નવલખી ઉતરી શોભતી, હાર મોતીએ જડાવ; બાંહે બાજુબંધ બેરખા, માંહે હીરા રતન જડાવ; ૬ વળી ચટકારો કરયો કામની, શુંદર મુકે નીશ્વાસ; ધકો દે મુજને, તો હમણાં થાશે હાસ્ય. ૭ એમ કરતાં કઉતક થયું, રાણીનો વીસરયો હાર; નવલાખ મોતી તણો, વીસરીયો તે હાર. ૭ દેવીના દેવળ વીખે, ભુલી રાણી હાર; એવું સુણીને ઉતરયો, સુદર તેણીવાર ૮ **ચોપાઈ.** તારે રાજા મુખે કહે વાણ, શુંદર શુણો કહુ નીરવાણ; રાણીનો હાર હુતો જેહ, ભુલ્યા ભદરકાળીમાં તેહ. ૧ એવું સુણી સુદરે બીડી હામ, આજ્ઞા દયો હું જાઉં તે ઠામ; ક્ષણમાં લઈને આવું માહારાજ, એતો બીજા તણું નહી કાજ. ૨ વળી વિચારયું સુંદરે મન, ભલુ કીધું શ્રી જુગજીવન; મને કુળવંતીની બીક ભારી, લાત મારી પાડત એ નારી. ૩ તે ભયથી છુટયો આનીવાર તે તે કીરપા શી દેવ મોરાર; આજ્ઞા લઈ હાર લેવા જાય, પછી કુળવંતી રૂવે રથમાં હે. ૪ વળી મુખથી બોલે છે એમ, રતુકાર કરૂ હવે કેમ; એના ગુણનુ પારખુ નહી કીધું, મેં તો દુખ ઘણેરૂ દીધુ ૫ તે મને કીધો બહુ ઉપદેશ, મેં તો માન્યો નહી તે લેશ; કદી કીધી ન એ શું વાત, રૂપ ગુણ ભરયો વીખીયાત. ૬

### સુંદરના વીયોગથી ફરી વીલાપ કરે છે.

**ચોપાઈ.** રૂદન કરવા માંડયું ત્યાં નાર, સાંભળેરે તું રતુકાર; એળે ગયો મારો અવતાર, તું કંથ વિના સુનો સંસાર. ૨ કંથ વીના ધિક અવતાર, તુને સાચુ કહુ રતુકાર; ઘેર વેગે આવે ભરથાર; કીરપા કરે જો વિસ્વાધાર ૩ કંથ વિના સાસરે નહી માન, કંથ વિના ઉજડ ઘર રાન; કંથ વિના મેહેલ સમશાન, કંથ વીના ન નારીનું માન. ૩ કંથ વીના ન વદે સુકન, કંથ વીના ન શોભે તન

કયારે થાએ કંથ દરશન, એમ કરી રવે કામન. ૪ કંથવીના સુની મુજ દેહ; મેં તો કીધા ન એસું નેહ; ફરી આંટા ન ચોરીમાં ચાર પ્રિતે આરોગ્યા નહી કંણસાર, ૫ એવું સુણી બોલી રતુકાર, તું સાંભ ઘેલી કુળવંતી નાર; શાને દુખ ધરો આ વાર, એ પાપીને માર પેજાર; ૬ એહુન્તુહુ પીરસુ અન,પેટ ભરી ન આપ્યું ભોજન;શું રૂદન કરે છે નાર, એ પાપીને માર પેજાર. ૭ પંડ્યાને ઘેર ભણતી તું આર. તે દહાડાનો એ મુરખો સાર તે ઉપર શો આલડો પયાર એ મુરખાને માર પેજાર. ૮ તેનું તુ નવ જોતી મુખ, તે દીઠે કેમ થાશે સુખ; ફોગટ દુખ ધરે નીરધાર, એ પાપીને માર પેજાર.

૯ **પુરવછાયા.** વચન એવા સાંભળી, બોલી કુળવંતી નાર; મેણાં મુજને દે ખરી, ભલી તું રતુકાર. ૧ સુંદર મારો સાહબો, હું સુંદરની નાર; સુંદર વીના હુ શું કરૂં, મારો ધીક ધીક અવતાર. ૨ મેં આવું જાણ્યુ નહી, સુંદર એ કામદાર; હવે હું એની દાસી હું, એ સાચો ભરથાર; ૭ આવે તો હમણાં વરૂં; ફરૂં વળી ફેરા ચાર; હેતે પ્રીતે ભાવશુ, એને જમાડુ કણસાર. ૪

**ચોપાઇ.** સપારે આવશે ભરથાર, યે તો લેવા ગયો છે હાર; સામગરી આપણુ જઈ કરીયે; આવે તો વેગે ફેરા ફરીયે, ૧ વેહેલી થાને તું રતુકાર, પઈસા લેને તું જાને બજાર; તલ જવને ગોઠળ નાડાછડી, લઇ આવ તું આનીઘડી. ૨ એક વીપ્રને તેડીલાવે, તો હાથેવાળો ઝટ મેળાવે ત્યારે રતુકાર કહે સુણ બામ, એતો ઉતાવળનું નહી કામ. ૩ વાત કહુ તે મનમાં ધરજો, આવ્યા કેડે ગમે એમ કરજો; ગતિ ગોવિંદની ન કળાય, લખ્યા લેખ હોય તેમ થાય. ૪ એમ કહીને રયો ઉપદેશ, કુળવંતી સુણ નહી લેશ; અતી આનંદમાં બની ઘેલી, સજા પાથરી પુષ્પની વેહેલી. ૫ પછી જોઈ રહી ત્યાં વાટ, ન આવ્યો નાથ થયો ઉચાટ; એકઠા રહીયે આજે ઠામ. ઘણી ગઈ છે વીતી ત્યા જામ ૬ સુંદર હાર લઈ પાછો વળયો,ક છે ફેરો સરવે ફળયો રસ્તે થાય છે માન શુકન, ત્યારે પોતે વિચારયુ મન, ૭ જોરાવરીયે રથ મોઝાર, બેઠો માટે કોપી હશે નાર; પ્રભુ તુજને ગમે તે ખરૂં, હું તો ધ્યાન તમારૂ ધરૂં. ૮

**પુરવછાયા.** હરણ ડાબાં ઉતરે, વશીયલ ડાબો જાય; કળકળીયો કળ કળ કરે; થર થર ધરૂજે કાય ૧ તો પણ ચાલયો આવીયો, પોતે નગરની પાસ દરવાજા બીડયા ત્યાંહાં, દેખી થયો ઉદાશ. ૨ થાકયા સહુકો આવીયા કવેળે શુતા સાર; સાદ કરે શુંદર ઘણા, કોઈ બોલે નહી લગાર. ૪

**ચોપાઈ.** સુંદર સાદ કરે છે અપાર, પોળીઓ ન બોલે લગાર; જાગે જે કોઈ ધનનો ધણી, જાગે જેને ચીંતા ધણી. ૧ જાગે રાત અંધારી ચોર, જાગે ધન વરસતો મોર, જાગે જેના ઘરમાં સાપ, જાગે જે દીકરીનો બાપ, ૨ જાગે જેને માંથે વેર, જાગે જેને બહુ શીકર; જાગે જે કોઈએ જાર, જાગે જે સકુળની નાર. ૩ પોળીયો જાગયો નહિ લગાર, સુંદર ઊભો તેણે દાર; શ્રમ પડીયો થાકયો સહી, અરે દઈવ જોઊં તે કહીં. ૪ **પુરવછાયા.** દોહોઃ પોહોર રેણી ગઈ, ઉહયું નહી ત્યાં કોય; સુંદર આશા છોડીને, પી આરે મન સોએ ૧ છેલ્લા સાદ કરૂં સહી સુણતાં ઉઠે કોય; તો તો કામ સરે સહી, નહીતો વીપરીત હોય. ૨ **ચોપાઈ.** સુંદર સાદ કરે દસ બાર, પોળીઓ ન બોલે લગાર; તારે મનમાં વીચાર વાત, હવે ઘણી ગઈ છે રાત. ૧ એક રૂડી દીઠી પરસાલ, માટે સુઈ રહું ત્યાં લગાર; ઘેર સુતાનું સુખ ન હોય, ફાટલ ગોદડી પાથરે સોય, ૨ ચોફાળ પાથરયો તેણીવાર, સુંદર સુતો ત્યાં નીરધાર ઢાલ તરવાર, ઓશીંગે મુકી, પછે સુંદર પડીયોછે જુકી.. ૩ ત્યાં ઊંઘી ગયો કામદાર, એક વીઘન થયું તેણીવાર; થાકી ગયો હતો પરધાન, નીંદ્રામાં નહી તેને ભાન ૪ **પુરવછાયા.** ચદા વેરી વાદળાં, જળ વેરી શેવાળ; પુરૂષ વેરી નીંદરા ઘણી, મછને વેરાણુ જાળ. ૧ તેમ સુંદરને નીપજ્યું, નીંદરામા તે ઠામ; મનની વાત મનમાં રહી, અકળાગતી શીરામ. મણીધર મોટો નીસર્યો, ફરવા દરથી બહાર ખુશઓ, આવી તેહની, આવ્યો તે જ ઠાર. ૩ જ્યાં સુંદરે કરયો આરામ, બોરીંગ આવ્યો તેણે ઠામ; છાતી ઉપર બેઠો જાણ, સુંદર લહેર ખાતો પરમાણ. ૪ સુંદર નીદરા આવી અપાર, તે તો જાગે નહી લગાર; સુવા ચંદન પેમલ અંગ. તેને આંણુદ પામીયો બોરંગ ૫ ફેણ ચઢાવી ડોલે અપાર. અઘોર નીંદરામાં છે કામદાર; તેને સુધ નહી લગાર, પાસુ ફેરવ્યુ તેણીવાર. ૬ સુંદરે પાસુ ફેરવ્યું, કર અડકયો તે વાર; બોરંગને વાગ્યુ સહી, તેને કરયો ચટકાર. ૭ હાથ તણી જે આંગળી, તેને કરડયો અપાર; હળાહળ ચડી ગયું, ઉઠયો ત્યાં કામદાર. ૮ **ચોપાઈ.** જેવો ઉઠવા ગયો કામદાર, લેહેર આવી પડયો તે ઠાર; તેનો પડતામાં ગયો ઝટ પ્રાણ, તે તો વાત ન કોઈને જાણ. ૧ રાત અજવાળી ચટકી અપાર, શોડ તાણી સુતો કામદાર; સબ વત થયું છે શરીર, તેને કો ન પાએ તાં નીર. ૨ એક કૌતક કારમું હોય, ગતી હરીની કળે નહી કોય; એક ઘાંચણુ પુત્રી નીરધાર,

તે તો રેહે છે નગરથી બહાર. ૩ મંત્ર જાણે છે અપાર, તેને લાગી સુકી બાર થાર; પાસે દરવ્ય તણો નહી પાર. મન માન્યો ભોળો ભરથાર. ૪ તે તો ફરવાને નીસરી બહાર, ફરતાં ફરતાં આવી તે ઠાર; સુતો દીઠો પુરૂષ નીરધાર, જોઈ મનમાં કરયો વીચાર. ૫ ડાકણ પુત્રી જોઈ રાજી અપાર, જે હોય તે મારો ભરથાર; ઊભી રહી ત્યાં ટગમગ જોય, સોડ તાણીને સુતો છે સોય. ૬ તે તો મુખે બોલી તેણીવાર, ઊઠો ઊઠોને મુજ ભરથાર; સોડ ઊંચી કરી જેટલે, સુંદર સુતો દીઠો તેટલે. ૭ આજ સફળ હવો અવતાર, હું તો રૂડો પામી ભરથાર; મારા ભાગ્ય તણો નહી પાર, આજ તરૂઠા શી જુગદાધાર. ૮ પુરવછાયા. હરખી જેતાં મનવીખે, ડાકણ પુત્રી સાર; છેડો લઈ ઊંચો કરયો, દીઠો ત્યાં કામદાર. ૧ ઊજાણીથી આવીયા, નીદરાળુ મુજ સ્વામ; બોલો બોલો મુજ થકી, પોચે મનની હામ ૨ બોલાવ્યો બોલે નહી, આતે શું કહેવાય: અંગ બધું તે જોઈ વળી, કરડયો મણીધર ત્યાંય. ૩ ડંસ કરયો છે આંગળી, તે જોગો કામન; વીખ વાળુ આણી ઘડી, દુર કરૂં વીઘન. ૪. ચોપાઈ. ડશો દીઠો આંગળીએ ભોરંગ, તેનું ઝેર ચડ્યું છે અંગ; હમણાં જીવતો કરૂં ભરથાર, ઝેર ઊતારૂં આણી વાર ૧ આંગળી મૂખ લઈને સાર, મંત્ર ભણીને ચુશી તેણીવાર; ઘડીકા બે થઈ છે જ્યારે: પ્રાણ આવ્યો દેહમાં ત્યારે.૨ ઊઠી બેઠો થયો કામદાર, જુવે તો પાસે દીઠી નાર; ત્યારે મનમાં કરે વિચાર, મારી પાસે આ ક્યાંથી નાર. ૩ પુરવછાયા. કોણ છે રે તું કામની, સાચુ બોલ વચન; ડાકણ સાકણ કે વંતરી, કેહેને આને દન. ૧ કર જોડી કહે કામની, સત્ય કહું આ ઠાર; હું ઘાંચણની દીકરી, પામી તમ ભરથાર. ૨ ચોપાઈ. સુંદર મુખથી બોલ્યો વાણ, નારી ઘેલી દીસે છે પ્રમાણ; તમે ઘાંચી અમે રાજન, ઘેલી થઈને શું બોલે છે વચન. ૧ તારે નારી બોલી તેણીવાર, એમાં કોણ ઘેલું ભરથાર; તમને કરડયો હુતો ભોરંગ, તેનું ઝેર ચડતુ અંગ. ૨ તે તો ઊતાર્યું આણીવાર, સજીવન કીધા ભરથાર; નહી માનો તો ઝેર ચઢાવું, હું તો તમારે ઘેર આવું. ૩ તારે બીનો અતી કામદાર, તારે ઘેર હું આવું નાર; પાસે પડયો દીઠો ભોરંગ, તેને ઝેર ચડ્યું છે અંગ; સાચી વાત જોઈ કામદાર, ઘેર લઈ ત્યાં ચાલી નાર. ૪ પુરવછાયા. ઘેર તેડીને સંચરી, આવી મેહેલ મોઝાર; માતા માહારી સાંભળો, હું તેડી લાવી ભરથાર. ૧ પોંખો માતા એહને, વેગે માં લગાડો વાર; ચાર ફેરા ફરે સહી, પછી જ-

માડું કનસાર. ૨ પછે માતા ઉઠી હશી, સામગરી કરી તઈયાર; થાળ લીધો હાથમાં, કરવાને આચાર. ૩ ચોપાઇ. પછે કીધો બહુ આચાર, પોંખવા આવી ઘાંચીની નાર; લીધો ચોમુખ દીવડો હાથ, હરખી ઘણું મનડાની સાથ. ૧ ધુંસળ મુસળ રવઈ ને ત્રાક, તેણે પોંખીને સાહ્યું નાક; એંડી પેંડીને માથે લીધ, ઉતારીને ફેંકી દીધ. ૪ ગળે ધાર શ્રાલીને તાંણ્યો, જીઆવરને માંયરામાં આણ્યો; હાથે મેંઢળ કંકણ ચુડો, હાથેવાળો સાહ્યો રંગ રૂડો. ૫ પછે છેડા બાંધ્યા છે નાર, કઈ વીધના કર્યા છે આચાર; પ્રીતે આરોગીઆ કણસાર, ત્યાં તો મંગળ વરત્યાં ચાર. ૬ પરણી ઉઠયો રૂડી રીત, પછે તો ઘણી લાગી પ્રીત; હરખ પામી તેની માય, તેને ઉલટ તો બહુ થાય. ૭ પ્રીત બંધાણી તેહને, આવ્યા મોહોલ મોઝાર; પ્રેમે સજ્યા પાથરી, હરખ પામી તે નાર. ૮ સજ્યાપર આવ્યો સહી, મુકતાફળે ભરી હાર; આરતિ કીધી તે સહી, જે પોતાનો ભરથાર. ૯ પછે પુરૂષ સજ્યા પાથરી, આવ્યો ત્યાં પરધાન; રંગ ભોગ કર્યો સહી, હરખ પામીયો મન. ૧૦ ચોપાઈ. પછે હરખ પામી બહુ નાર, રંગ રેણી વીતી તાં સાર; પ્રાતુસકાળ થયો જેટલે, નરનારી ઉઠયાં તેટલે. ૧ સોનાની ઝારી કહીએ જેહ, સ્વામી આગળ મુકી તેહ; મુખ મંજન કર્યું તેણી વાર, પછે બોલ્યાં ત્યાં કામદાર. ૨ નારી જાશું અમારે ઘેર, રાજા વાટ જુવે છે બહુ પેર; નાર કહે તમે ખોટી થાઓ, અહીંરહો મન ભાવે તે ખાઓ. ૩ તજવાનું નવ લેશો નામ, જે જીવ્યાનું હોયે કામ; ઘેર આ છે તમારે સાર, તેની હું પણ તમારી નાર. ૪ અહીં રહો ને લીલા કરો, કહું વચન તે મનમાં ધરો; તમે તમારૂં કરોને કામ પણ જવાનું માં લેશો નામ. ૫ ઝાઝું જોર ન કરશો રાય, ચડે ઝેરને પ્રાણજ જાય; ત્યારે સુંદરને ચડી બહુ રીસ, હમણાં મારૂં કાં છેદું શીશ. ૬. ॥ ॥ ॥ ॥ ॥ ॥ ॥ ॥ પુરવછાયા. રીસ ઘણી ચડી રાયને, ત્યારે નારીએ કર્યો વીચાર, જોર કરૂં હું જો નહી, તો મારે મુજને સાર. ૧ હવે સરીત હું કરૂં, સાંભળો મારાસ્વામ; હું નારીછું તમતણી, તમે પુરો મારીહામ ૨ શીવ પુજન મેં તો કર્યું, અરચી ગોર અપાર; દાન ઝાઝા મુંજને થયા, હું પામી તમ ભરથાર. ૩ ચોપાઇ. તમે સાંભળો રે ભરથાર, હુતો છઉં તમારી નાર; હજી એક થઈ છે રાત; એવી કેમ કરોછો વાત. ૧ દાતણ પાણી કીધું તમે રાયો, હવે ભોજન તતપર થાઓ; મુજ હાથે કરો ભોજન, હું પણ છઊં તમારી કામન

૨ કાંઈ જોર નચાલે ગાહાર, સ્વામી આ પણુ ઘર તમારૂં; પછી ભોજન થયું તઈયાર, જમવા ઉઠો મારા ભરથાર. ૩ પછે ભોજન તાં કીધું રાએ, ભદરાવતી વીશે શું થાએ; સુતા ઉઠયા પોતે રાજન રેણી વાતીને ઉગ્યો દન ૪ જુઓ ઘેર આવ્યો કામદાર, જઈ ને પુછે તેની નાર; ઘોડો હાલો આવ્યો દુવાર, નથી આવ્યો તે કામદાર. ૫ ભદરસેને તે સાંભળી વાત, શું થયું રે દીનાનાથ; ઘોડો કેમ આવ્યો એકલો ઘેર, ખબર કઢાવો રૂડી પેર. ૬ આડા અવળી દોડયા અસવાર, કાંઈ લાધ્યો નહી કામદાર; હાલક હેલો થયો તાં જાણુ, તારે રાજા બોલ્યો વાણુ; જુવો જુવો એ પરધાન, એને સુરે થયું વીઘન; પ્રધાન આવે નહી આ ઠામ, તો અન ખાવું છે હરામ. ૭ નહી કર પાકુ મારી કાએ, અગનીમાં બળુ એમ કહે રાએ; આઠ દીવસમાં આવે નહી. તો અગ્નિમાં બળુ હું સહી. ૮ **પુરવછાયા.** અગનિમાં નીચ્ચે બળુ, એમ વિચારે આપ; એ પ્રતીજ્ઞા માહરી, બ્રહ્મહત્યાદીક પાપ. ૧ એવા સમ ખાધા સહી, ચેન નહીરે લગાર; ઘરમાં કુળવંતી રડે; રૂવે ઘણું રતુકાર; રઈયત સરવે કળકળે, સોકાતુર સહુ હોય: સુંદર બેઠો મોહોલમાં, કળી સકે નહી કોય **ચોપાઈ** સુંદર બેઠો મેહેલ મોઝાર ચોપટ રમે છે નરને નાર; રાત ગઈ છે ઘડીકા ચ્યાર, સુંદરના પડયા પોબાર ૧ તેણે સમે પરદેશી જોડ, મોહોલ હેઠે નીસરીઆ તેહ; તે તો વાત કરતા જાએ, નગરમાં થયો છે અન્યાય. ૨ રમતાં રંગ મચ્યો છે અપાર, જીતા સુંદર તેને હાર; પછે પાસાં લીધા છે નાર, બહુ વીધ નાંખયા પોબાર. ૩ વાત કરતા પરદેશી જાએ, જો ન આવે સુંદર રાએ; આઠ દીવશે વળી પ્રમાણુ, અગનીમાં બળશે નીરવાણુ. ૪ નારી સાંભળ કહું છું તુંને, હવે શીખ દેને તું મુને; તારે મુખથી બોલી ભામ, મુજ દુખણીનો તુજ વીશરામ. ૫ થનાર હશે તે દેશુ થવા, પણુ તમને નહી દેશું જવા; તમ વીનાનું નવ રહેવાય, ઘડી એક સો વરસની થાય. ૬ મેં તો શા કીધા અપરાધ, સંતોખ્યા નહી કોઈ સાધ; મેં તો દેવળ ડુંગર બાંધ્યા, મેં તો દેશ પીયારા ટાલ્યા. ૭ મેં તો વગડામાં પાડી શું વાટ, મેં તો સ્ત્રીના ઉતારયા ઘાટ મેં તો ટોળામાં નાંખી જાળ, કોઈને કુંડી ચડાવી આળ. ૮ મેં તો ગોત્રમાં કીધી સગાઈ, મેં તો પરણાવ્યાં બેન ને ભાઈ; મેં તો સાસુને મેણા દીધ, મેં તો એવાં પ્રાસ્ચીત કીધ. ૯ **પુરવછાયા.** કાલા વાલા કરે કામની, સાંભળો મારા સ્વામ; બેઠા રહો તમે ઘરધીએ, જવાનું મુકો નામ. ૧ સુંદર વાણી બોલીયો,

સાંભળ રે તું નારઃ મન ગમે તે કરો સહી, અમે જાશું રાજદુવાર ૨ જો તાં હું જાઊં નહી, તો રાજા છાંડે પ્રાણ; તે માટે તુજને કહુ, થાશે મોટી હાણ. ૩ નારી વળતી ઓચરી, રાજા છાંડે કાએ; તમને જાવા નહી દઊં, કરો કોટી ઉપાય. ૪ વળી જીવ જાશે તમ તણો, સાચી કહું છું વાત; રીસ ચડી ઘણી મનવીખે, સુંદરે મારી લાત. ૫ કામની કહે મારો તમો, બીજો મારો સ્વાસ; તમને જાવા નહી દઊં, મુકો મનની હામ. ૬ બીજો દીવસ એમ વહી ગયો, થયો સંધ્યાકાળ; ભોજન લાવી ભાવતાં, ભરી લાવી થાળ, ૭ ભોજન કરીને ઉઠીયા, સજ્જા પાથરી નાર; આવો સ્વામી માહરા. પોઢોને ભરથાર. ૮ રંગભોગ કીધો ઘણો, સુખ પામી કામન નીદ્રા આવી તેહને, પછી સુતો સ્વામીન. ૯ **ચોપાઈ.** પછે નીદ્રા આવી સ્વામીને, ત્યારે વિચાર કીધો કામને; મારૂં કેણ ન માને લગાર, માટે કાંઈ કરૂં પ્રકાર. ૧ લણ ભાતનું હીર લીધું સાર, તેનો દોરડો બાંધયો તે નાર; સુડલો થયો ત્યાં પરધાન, તારે સુખ થયું ત્યાં કામન. ૨ પોપટ કીધો તે કામદાર, થયો પ્રાતસમો તેણિવાર; પાંજરૂ હતુ ઘરમાં જેહ, તેમાં પોપટ ઘાલ્યો તેહ. ૩ દ્દર બાંધ્યું તે પોતે નાર, જમો જમો મારા ભરથાર; ત્રણ દીવસ ત્યાં વહીને જાય, પોપટને ચીંતા ઘણી થાય. ૪ મનમાં બહુ કરતો વિચાર, દ્દર લઈને આવી નાર; જમો જમોરે પોપટ માહરા, થઈ દાશી ચરણ સેવું તાહરા. ૫ લટકો કરવા ગઈ તે નાર, દ્દર મુકવા ઊંચું કીધું દવાર; પોપટભાગયો તેણીવાર, ક્ષનમાં તે નીકળયો બહાર **પુરવછાયા.** પોપટ તાંથી ઉડીયો, સમળી થઈ તે નાર; વાયુ વેગે આવીયો, જ્યાં ભદરસેન કુમાર ૧ ભરજોબન વરસ સોળમાં, પ્રભાવતી નીજ નામ; કુંવારીકા તેતો સહી, સુડો આવ્યો તે ઠામ. ૨ ખોળા ઉપર બેઠો સહી, હાથ ફેરવ્યો નાર; અરે તું ક્યાંથી આવીયો, મને ભલો દીધો કીરતાર. ૩ **ચોપાઇ.** ભલો દીધો મને કીરતાર, પછે ઉંચું જોયુ તેણીવાર; એક સમળી દીઠી તાં જાણ, પ્રભાવતી બોલી મુખ વાણ. ૧ ઊડદાએસીને કહે તેણીવાર, તમે સમલીને મારો આ ઠારઃ ધોકો લઈ ને વળી જેવી ધાએ, સઘળી તાંથી નાઠી જાએ. ૨ પોપટ સુંદર દીઠો તે સાર, રાદે કરસન કરે ઉચાર આજ સફલ હવો હે અવતાર, ભલો દીધો મને કીરતાર. ૩ **પુરવછાયા.** પોપટ રાખો પરેમદા, સમલી જુવે તે લાગ; પ્રભાવતી ધીરે નહી, ફાવે નહી કાંઈ લાગ. ૧ સમલી પાંછી વળી ગઈ, મુકી મનની હામ આશાભંગ થઈ કામની, કરતી

ઘરનાં કામ. ૨ પ્રભાવતી બહુ પ્રેમથી, પોપટ મુકે ન લગાર; છાતી ઉપર રાખતી, તું મારો દીલદાર. ૩ **ચોપાઈ** આવો આવો રે પ્રાણુજીવન, મારૂં તુજસુ બંધાણુંમન; હુંતો દુખણી થઉં તે અતી ભામ, મારા જીવ તણા વીશરામ. ૧ પોપટ આવોને આપણુ રમીએ, બેલાં બેશીને બેઉ જણુ જમીએ; મધ્યાનકાળ થયો તેણીવાર, મોહોલે સુતી પ્રભાવતીનાર ૨ દાસી કોઈ નથી તવપાસ, એકાંતે સુતીરે અવાસ; પોપટ પાસે રાખ્યો છે સહી. તેને બીડે છાતીમાં લઈ. ૩ કાંઈ જમસો પોપટ રામ, કર સંધું હું આણે ઠામ; તેતો જમોને પ્રીતે કરી, નારીએ સજ્યાપાથરી. ૪ આવો સુઈએ તે પોપટરામ, મારે બીજાનું છે નહી કામ; છાતી ઊપર રાખે સાર, તેને મુકે નહીંરે લગાર. ૫ પોહોર પાછલો દીવસ હોએ. પાસે દાસી તાં આવે સોએ; પોપટ ખોળામાં લઈ બેઠી જાંહાં, એટલે સમલી આવી છે તાંહાં ૬ દીઠી સમળી ને ચડી બહુ રીસ, ઊડદાબેગી છેદો એનું શીશ; ઘોકો લઈને ઊઠી દાસી, ધાયા પૂજી ગઈ તાંથી નાશી. ૭ દેખી ઘોકો નાઠી તાંથી નાર, મેંતો ખોયો મારો ભરથાર; પછે આવી તે મંદીર માંહે, આશા મુકીને બેઠી તાંએ. ૮ બોલી પ્રભાવતી તે નાર, સંધ્યાકાળ થયો તેણીવાર; મોહોલ પોતાનો છે એકાંત, જોઈ પોપટને થાએ શાંત. ૯ દીપક બળે છે ચારે પાસ, તેણે થઈ રહ્યો ઊજાશ; પોપટ કાઢાડ્યો પાંજરેથી બાહાર, રાજા પાસે આવી તે નાર. ૧૦ કાંઈ બેસાડી પોપટ રામ, મારા પ્રાણુ તણા વીશરામ; સુખડી લઈ મુકી તે પાસ. તમે જમો તે મન ઊલાસ. ૧૧ રાત પડી ને સુતી તાંનાર, એકલી પોતે મોહોલ મોઝાર; દીપક બળે છે ચારે પાસ, તેના તેજનો બહુ પ્રકાશ. ૧૨ **પુરવછાયા.** પ્રભાવતી સુતી ખરી, હઈડે હરખ ન માએ; સુડા ઊપર હાથ ફેરવ્યો, ગળે દોરડો તાંએ. ૧ દોરી આ રેસમ તણી નાંખી અહાંને ઠામ; કોઈ પાપી નર નારીએ, કીધુ કુડુ કામ ૨ **ચોપાઈ.** દોરી છોડી તે છુટે નહી, કાતરે કાપી નખી છે તહી; એટલે થઈ રહ્યો કામદાર, દેખી લજા પામી ઘણું નાર ૧ પુંઠવાળી ઊભો કામદાર, મુખથી બોલે નહી લગાર: તવ નારીએ વિચાર્યું મન, તમે સાંભળો મારા સ્વામીન. ૨ હુંતો છઉં તમારી નાર, તમે સાચા મારા ભરથાર; તારે મુખથી બોલ્યો કામદાર, તુંતો ઘેલી દીસે છે નાર. ૩ અણઘટતું તે કેમજ હોએ, સુણી હાસી કરે સઉ કોએ; એતો લાજ ભરેલું કામ, ફરી એવું મા લેશો નામ. ૪ **પુરવછાયા.** ઘરે નહી એ સુજને, કરવું કુડુ કામ; શરમ નહી જ-

રધાનનો, વિચારે મનમાંમ. ૧ સુણતાં બોલી સુંદરી, તજી વીરહને તાપ; સાચા સ્વામી છો તમો, અવર બાઈને બાપ. ૨ **ચોપાઈ.** સાચું માનો તમે કામદાર, તમે સ્વામી ને હું છઉ નાર; આવો ફ્રીએ તે આંટા ચાર, ભેલાં બેશીને જમીએ કંસાર. ૧ સુંદર બોલ્યો મુખથી વચન, તું તો સાંભળ ને કામન; હું તો રાયતણો દીવાન, એવા તે પામું અપમાન. **પુરવછાયા.** તમને હું છોડું નહી, સાચું માનો જાણ; જો ના કહેશો મુખ થકી, કાઢીશ મારા પ્રાણ. ૧ તમે નહી જાણો જીવતા, શીદ પાડો મને ફાળ; દીઠી એ બજ માહરી. મારે આણું કાળ. ૨ **ચોપાઈ** માટે માનોને માહરી વાત, નહીતો થાસે બેઉની ઘાત; તારે બીજો ઘણું કામદાર, ભલો ભલેરે તું વીસ્વાધાર. ૧ એક પુરૂ ન આપ્યું અન, ફાટલ ગોદડી કરવા સેન; બીજી ડાકણ પુત્રી સાર, તેણે પોપટ કીધો તે ઠાર. ૨ વળતો મુખથી બોલ્યો કામદાર, જેમ કહે તેમ કરૂં હું નાર; આવો આંટા ફ્રીએ ચાર, એવું સુણતાં રાજી થઈ તે અપાર. ૩ ફેરા ફ્રીઆ પછે તે ઘડી, તેને વાર ન લાગી વળી; હેતે પ્રીતે જમીયા કંસાર, બહુ લાજ કરંતી નાર. ૪ તે રેણી વહીને જાય, ત્રીજા દીવસની વેળા થાય; એટલે પ્રાત થયો તેણીવાર. દાતણ પાણી કરે કામદાર; ૫ દાશીને કહી મુકું આ વાર, કોઈ આવે નહી આણે દ્વાર; તેની ખબર રાખે રૂડી પેર, નર નારી કીજે સુખ લહેર. ૬ દાંતણ કરી રહ્યા કામદાર, એક કંડીઓ કીધો તઈઆર. પછે નારી કહે તેણીવાર આમાં બેસો તમે કામદાર. ૭ **પુરવછાયા.** રાયે કંડીઆને જોઈ કરી, બોલ્યો તેણે ઠાર; આમાં કેમ ઘાલો તમો, એમ કહે કામદાર. ૧ વળતી નારી એમ કહે, તમે સુણો મારા સ્વામ; કંડીઆમાં પેશો સહી, ચાર ઘડીનું કામ. ૨ **ચોપાઈ.** બે ચાર ઘડીનું છે કામ, કોને ખબર ન થાયે સ્વામ; તમને કહેતાં પડે વિચાર, મારી જીભ કાપું આણીવાર. ૧ પછે કંડીઆમાં પેઠો કામદાર, ઉપર ઢાંકણું ઢાંક્યું નાર; સુંદર સમરે સારંગપાણ, મધુસુદનજી રાખજો માન. ૨ પાંજરેથી છોડો તમે શામ, કંડીઆમાં પેઠો આણેઠામ; મારા દુખનો ન આવ્યો પાર, ભલો તું વિસ્વાધાર; ૩ કંડીઆમાં પેઠો સહી, ઘડી થઈ બે ચાર; ઉઘાડેગી જોઈ કરી, રૂદન માંડ્યું નાર. ૪ પોપટ સમણી લઈ ગઈ, તે નવ રાખી તપાસ; ચેન પડે નહી મુજને, ન આવીશ મારી પાસ. ૫ એમ કહી ઉઠી ખરી, ધોકો લીધો નાર; દાથીને ઝાલી કરી, માર્યા તાં બે ચાર. **ચોપાઈ.**

આવી જ્યાં પ્રભાવતીની માત, કેહે દાસી સુણો મારી વાત; બાઈ; નથી અમારો વાંક, વણુ ગુનેગારી હું રાંક. ૧ વણુ ગુને તે મારી અમને, ઝાઝી વાત તે શું કહીએ તમને; પોપટ આવ્યો હુતો એક પાસ, તેને સમળી લઈ ગઈ આકાશ. ૨ કહો એવટો શો અમારો વાંક. વણુ ગુને મારી હું રાંક; માતા આવી પુત્રી આવાસ, કહે શાને મારી તે દાસ. ૩ પ્રભાવતી બોલી તે વાર, રોઈ પડી ત્યાં રાજકુમાર; એક પોપટ આવ્યોતો અહીં; તેને સમળી તે લઈ ગઈ. ૪ દાશીઓ નવ રાખી તપાસ, સમળી લઈને ઉડી આકાશ; તેની રીસ ચડી મુને ખરી, માટે દાશીને શીક્ષા કરી. ૫ **પુરવછાયા.** હવે કોઈ આવે નહી, માતા મારી પાસ; રસોઈ કરી હાથ જમું, હું પોતાને અવાસ. ૧ એક ડંડી છે માળીઓ, બીડીયાં તેતાં દ્વાર; ભોજન કીધાં ભાવતાં, જમાડયો ભરથાર. ૨ **ચોપાઈ.** તે દીવસ એમ વહીને જાય, સંધ્યાકાળની વેળા થાય; તારે સુંદર કહે વચન, તું તો સાંભળને કામન. ૧ રાજાએ પણ લીધું છે જાણ, અગનીમાં બાળવુ નીરવાણ; આઠ દીવસનો વાયદો હોય, તેમાં પાંચ વીતી ગયા સોય. ૭ તેનો છે મુજને સંતાપ, નીશ્ચે બાળશે તારો બાપ; તે માટે હું જાઉં ઘેર, આગના દે તું રૂડીપેર. ૪ તારે કહેછે દઊં નહી જાવા, થનાર હશે તે દેશું થાવા, તમે રહો સ્વામી જી મુજ પાસ, મુને કરશો નહી નીરાશ. ૫ **પુરવછાયા.** માંડ્યા પાસા સોગટાં; જે છે નરને નાર; રમત લાગી રંગશું, તેને પાડ્યા પોબાર. ૧ પ્રભાવતી જીતી સહી, હારયો ત્યાં કામદાર; બીજીવાર પછે નાંખીયા, વળી પાડ્યા પોબાર ૨ રમત જડ મચી રહી ઠોકા થયા અપાર; રખવાળો બેઠા સહી, દણીતો તે સો ચાર. ૩ ઠોકા કાને સાંભળ્યા, રખવાળ પોકારે છે જેહ; સાંભળતાં અચરત થયા, જોતાં મનમાં તેહ ૪ **ચોપાઇ.** સુનો બે સુનો બે તુમ યાર. ઠોકા હોતા હે મેહેલ મોઝાર; ઉસ ખાતર કેહેતે હે તમકૂ રાજા રીસ કરેંગે હમકૂ. ૧ સાવચેત બેઠા થઈ જાણુ, તવ સુંદરે બોલ્યો વાણુ; જાવા દોને મુજને નાર, હું તો માનું તમારો ઊપકાર. ૨ **પુરવછાયા.** નારી વળતુ એમ કહે, ખરી કહું છું વાત; તમને જાવા નહી દઉં, કરશો નહી ઉતપાત. ૧ કાલાં વાલાં કીધા ઘણાં, માને નહી લગાર; રીસ ચડી મન અતીઘણી, ધોલ મારી બે ચાર ૨ નાર પડી પ્રથવી ઉપર, મારો બીજી લાત; તમને જાવા નહી દઉં, કહુંછું સાચી વાત. ૩ **ચોપાઈ.** જાવા નહી દઉં તમને કંથ, શાને કરો છો કલપાંત, માટે રીસ ઉતારો સ્વામ,

પુરો તે મારા મનની હામ. ૧ સ્ત્રીએ ચરિત્ર કીધાં અપાર, રીસ ઉતારી ભરથાર; પછે રંગભોગ તાં કીધ, પ્રભાવતીને બહુ સુખ દીધ. ૨ સુંદર કરે છે મન વીચાર, જેમ તેમ સુઈ રહે નાર; એટલે સુતી પ્રભાવતી જાણ, ભર નીંદરા આવી તેને જાણ, ૩ પછે વીચારે તાં કામદાર, ખરો લાગ આવ્યો નીરધાર; સુતી મુકું આણે ઠાર, બારીએથી ઉતરૂ આણીવાર. ૪ **પુરવછાયા** એમ જાણીને ઊઠીયો, બારીએ આવ્યો સોય; રાંઢવું એકજ બાંધીયું, જેમ ન જાણે કોય. ૧ હળવે હેઠો ઊતરયો. જોતાં તેણીવાર; બીક ઘણી મનડા વીષે, ધરૂજે જે બહુ કામદાર. ૨ ચોકીવાળા જાગીયા, જોતાં તેણે ઠામ; ભુસકો ભારે થયો, બોલ્યા મુખથી આમ. ૩ **ચોપાઇ** કોનબે કોનબે દેખો ચારો, સબ રહો તુમ હુશીયારો; કોઈ ચાકર પડીયા ચોકમાં, દેખો રશી બાંધી હે ગોખમાં. ૧ આપણુ ચોકીવાલો હે ભાઈ, અપને રોટી રાજાકી ખાઈ; લેનાં બરછી ઢાલ તરવાર, કંમરમેં બાંધો કટાર. ૨ ચોર ભાગ્યો ઊભી બજાર; કેડે દળીત થયા હોંશીઆર; ચારસે દળીત જે કહેવાય, તો સુંદર કેડે થાય. ૩ રાત બે પહોર ગઈ છે જાણ, દીઠો નગરશેઠ પરમાણ; નામુ કરે છે પુત્રને બાપ, દીપક બળે ને બેઠા છે આપ. ૪ મોતીચંદ શીવચંદ એવું નામ, સુંદર આવ્યો તેમ ઠામ; તાંતો આવીને ઊભો રહયો, શેઠને સમાચાર મુખથી કહ્યો. ૫ **પુરવછાયા** રાખ રાખ શેઠ મુજને, જીવદયા પ્રતીપાળ; ચોર છઊં રાજા તણો, તું મુજને ઊગાર. ૧ પુત્ર પીતા બે જોઈ રહયા, હવે કેમ કરશું આજ, સરણાંગત ઊગારવો, લજ્જા રાખે મહારાજ ૨ એમ કહીને ઊઠીયા, આવ્યા ઘર મોઝાર; સ્ત્રીને કહે સાંભળો શો કરવો વિચાર. ૩ ચોરને લઈ સંતાડવા, જુવે તપાશી જાગ; ઊગારૂ તુજને ખરો, પછી ખરૂં તુજ ભાગ્ય. ૪ **ચોપાઇ**. વિચાર કરે છે નરને નાર, એટલે દળીત આવ્યા સો ચાર; ખોલો બે ખોલોબે તુમ સાહુકાર, ચોર આવ્યો તારે દ્વાર. ૧ ભાગો ભાગો ઉસકા કમાડ, એસા કામ કરે સાહુકાર; દળીત બોલ્યા તેણીવાર, થર થર કાંપે તે ઘર મોઝાર. ૨ શેઠ કહે કરવું એવું કાજ, જેમ આપણી રહે વળી લાજ; પરપંચ કરીને ઉગારૂ, માટે પુત્રી ભેગો સુતારું. ૩ પછે ચોરને તે સાદ કીધો, પુત્રી ખાટલા પાસે લીધો. તારે સુંદર બોલ્યા વાણ, હું તો છઊં ઢેડ પ્રમાણ. ૪ તારે શેઠે વીચારયું આપ, જીવ ઊગારૂ તો બેસે ન પાપ; તારે પુત્રીએ કરયો વીચાર, દીધો ઢેઢ સુને ભરથાર. ૫ પીતા કહે તે ચઢાવું શીશ, ન-

કીનો હુમાક શ્રી જુગદીશ; જેમ નશીબે લખ્યું તેમ હોય, તેમાં દોશ ન દેવો કોય. ૬ પછે પુતરીને આવ્યું ગ્યાન, ભલું કરશે સારી ભગવાન; મારા શીરનો છે છત્ર એહ; એને અરપું હું મારી દેહ ૭ **પુરવછાયા.** પોઢાડ્યો ત્યાં ચોરને, પુતો સજ્ન માંહે; શેઠે બાર ઊઘાડીયું, હકીગત આણીયા માંહે. ૧ મોતીચંદ મુખથી કહે, ચોર નથી આ ઠામ; શક આવે મનમાં કદી, જુઓ ફરી મુજ ધામ. ૨ **ચોપાઇ.** સુણ ને સુણ તું સાહુકાર, જુઠું બોલે તો ખાયગા માર; ઈસ મકાને આયાહે ચોર. જુઠા ક્યા કરતા હે સોર. ૧ તુ તો હે બનીએકી જાત, હમ કરતા હે સચી બાત મોતીચંદ બોલ્યો તેણીવાર, એક પુત્રી વહુને નાર. ૨ વળી હું ને પુત્ર જમાઇ, ચોર આવ્યો નહી અહી ભાઈ; તોએ પેઠા તે ઘર મોઝાર, જોવા પેઠી પટારા સાર. ૩ જોવાં મેડી મેહોલ ને બાગ, ચોર દીઠો નહી તેણીવાર; સુંદર પોઢ્યો પલંગ મોઝાર. થર થરધ્રુજે ગોદડાં નાંખ્યાં ચાર. ૪ હકીગત આવ્યા તેને આવાસ, સાકરબાઇ ઉભી છે પાસ; કામની કહે ખોટી કાં થાઓ, સુખીયા હોય તેને ઘેર જાઓ. ૫ તાવ આવે છે કંથને સોય, ગોદડાં ઓઢાં છે આ ની જોય. આહીં ચોર નથીરે લગાર, મારા પતીને નથી કરાર. ૬. **પુરવછાયા.** નારી વળતી એમ કહે, ઈહાં નથીરે કોઇ; વચન એવાં સાંભળી, પાછા વળીયા સોય. ૧ **ચોપાઈ.** ચલો બે ચલો બે આગને યાર, એ તો જુઠા ન બોલે સાહુકાર. ચોર ભાગ ગયા ઈસ ઠામઅબતો જાતાં પીછાં મુકામ. ૧ એમ કહીને નીકળ્યા બહાર. શેઠે ભીડ્યાં પોતાનાં દ્વાર; સાકરબાઇ બોલી તેણીરવ, તમે ઊઠો મારા ભરથાર ૨ સુંદર બોલ્યો મુખથી વચન, તુ તો ઘેલી દાસે કામન; અમે ઢેડ તમે સાહુકાર, મુને કહે છે કેમ ભરથાર. ૪ **પુરણછાયા.** નારી વળતી એમ કહે, સુણો તમે દીલદાર. ઢેડ અમારો શીર સમો, ફેરા ફરીએ ચાર. **ચોપાઇ.** ફરીએ ફરીએ તે ફેરા ચાર, સુંદર બોલ્યો મુખથી વીચાર; નહી આવે ઉત્તમ અવતાર, હઠ મુકીદઓ આ વાર. ૧ ચતુર નારી થઇ કેમ ચુક, મને બહાર કાઢીને મુક; દુરલભ મનખો ઉત્તમ અવતાર. નહી આવે વારોવાર. ૨ તું તો આવડી શું થઇ આતુર, કાંઇ સમજણ રાખને ઊર; નીચ સાથે ન કીજે પ્રીત. નહી ઊત્તમ જાતની રીત. ૩ તારે નારી બોલી વચન, તમે સાંભળો મારા સ્વામીનં મારા પ્રાણ તણા આધાર. શું તરછોડો વારમવાર. ૪ **પુરવછાયા.** મા બાપે દીધી સહી, તેમાં નહીકાંઇ દોષ; શાસ્ત્ર સાખ ઓવી વદે.

જોશીનો એ જોશ. ૧ તારે સુંદર બોલીયો, સાંભળરે તું બામ; પુ
છી જો તુજ માતને, કહે તેમ કર તું કામ ૨ ચોપાઇ. એવું
સુણતાં ગઈ માતની પાસ, મુખે નાંખે અતી નીસ્વાસ; સુણ મા-
તા તું મારી વાત, તેં તો કીધો મહા ઉતપાત. ૧ મને ઢેડને તેં
તો દીધ, અણઘટતી વાત બહું કીધ; હવે તે કહે તેમજ કરીએ, ક
હે તો આંટા ચારજ ફરીએ ૨ ગાળ બેસવાની હુંતી તે બેઠી, તે
ની ચીંતા મારે મન પેઠી: માતા બોલી તેણીવાર, સુણ પુતરી મા-
હારો વીચાર. ૩ કેમ ઢેડને આપણ વરીએ, પછે પ્રથ્વીમાં કેમ ફ-
રીએ; માટે કાઢોની ઘરમાંથી એહ, સરણે રાખ્યો તો વળી તેહ. ૪
કાલ તારા વીવા કરશું, મુખ ઊચું કરીને ફરશું; એમાં લાંછન લા
ગે કુળમાં, પ્રતીષ્ટા જાએ એક પળમાં ૫ માટે ઢેડને કાઢી મુક. તું
તો ચતુર થઈ કેમ ચુક; એવાં માતાએ કહ્યાં વચન, તોયે કુંવરીનું
ન માન્યું મન. ૬ પુરવછાયા. કાઢ બહાર આણી ગડી, નવ
કીજે કંઈવાર; એવું સુણતાં ગોચરી, રીસ કરી અપાર. ૧ પ્રથમ
વીચાર્યું નહી રતી જે આણઘટતી વાત; ચુક મોટી એ તમતણી,
સુણો માત ને તાત. ૨ થાવાનું તે થઈ ગયું. છઠી કેરા લેખ: હવે
કહ્યું માનુ નહી, પાળુ મારી ટેક, ૩ ચોપાઈ. તારે મુખ-
થી બોલી માત, બાઈ સંભળાવ તારો તાત; મોતીચંદ આવ્યો તે
ઘડી, તારે બોલ્યાં પુતરી ને માવડી ૧ મોતીચંદ કહે વચન, શું
કજીઓ કરો કામન; નવ બોલી પુતરીની માત, સાકરબાઈ બોલી
ઉતપાત. ૨ ચોર રાજાનો આવ્યો તો જેહ, ઢેડ જાતનો હુંતો તેહ;
પુતરી કહે તેને કરૂં ભરથાર, મારૂ કહ્યું ન માને લગાર ૩ મો-
તીચંદ કહે મુખથી વાણ, મારી પૂતરી તું ચતુરસુજાણ; આપણો
વણીક તણો અવતાર, કેમ ઢેડ થાએ ભરથાર. ૪ કુળને લાંછન
લાગે બાઈ, કોઈ સાંભળે બેન ને ભાઈ; તારે બોલી સાકરબાઈ
વાત, તમે સાંભળો મારા તાત. ૫ પેહેલા વીચાર મનમાં ન કીધ,
મને ઢેડ તે સોંપી દીધ; તે માટે એ મારો ભરથાર, નવ પરણું તે
બીજીવાર. ૬ પુરવછાયા. સ્વામી એ સાચો સહી, નહીતર
પાડુ કાય; હવે સત જો ચુકીએ, તો કોપે જદુરાય ૧ એમ કહી
તે સંચરી, આવી મોહોલ મોજાર; દ્વાર બંધ કીધાં સહી, બો-
લાવ્યો ભરથાર. ૨ ચોપાઇ આવો આવો માહારા ભરથાર, તમે
બીક માં ધરશો લગાર; માત પીતાને પુછી વાત, કેમ સુજને કરે
છે નાથ ૧ નારી કહે તમારે શું કામ, આવી વાત ન કીજીએ આ-
મ; તારે શુંદર કહે તેણીવાર, તારે ગમે તે કર તું નાર. ૨

**પુરવછાયા.** ચાર કળસ તે માંડીયા, હોમી ઘીની ધાર; ચર ભક્ષ કરીને ઉઠીયા, મંગળ વરત્યાં ચાર. ૧ **ચોપાઈ.** પછે મંગળ વરત્યાં ચાર, ત્યાંતો આરોગીયા કણસાર; પરણી ઉઠ્યાં રૂડી રીત, માંહોમાંહે વાધી ઘણી પ્રીત. ૧ ઉસણોદકે કીધાં પછે સ્નાન, અંગે પેહેર્યાં વસ્ત્ર નીધાન; ભોજન પંચામરીત પકવાન, બીડી કુરી ખવરાવ્યાં પાન. ૨ ઉપમા બહુ સ્વામીને દીધ, પછે મંગળ આરતી કીધ; રૂડી પુંષ્પની સજ્જા તઈયાર, આવો પોઢો મારા ભરથાર. ૩ ભોગ વીલાસ કરયો છે નાર, હરખ પામી ઘણું મન નાર; પાન સોપારી એલચી સાર, દે છે સ્વામીને નીરધાર. ૪

**પુરવછાયા.** તે રજની એમ વહી ગઈ, થયો પ્રાતુસકાળ; મુખમંજન કીધું સહી, સેવા કરતી નાર. ૧ ચંદન રૂડું ચરચીયું, પુષ્પ સમરપ્યા હાર; હરખ અતી હઈડા વીખે, રૂપ તણો અવતાર. ૨ **ચોપાઈ.** એવી પૂજા તે કીધી નાર, મોહોલથી ઉતરી તેણી વાર; માતા પાસે પૂત્રી આવી જારે, રીસ કરીને બોલી એમ ત્યારે. ૧ મારા ઘરમાં તું માં આવીશ, મારૂં ઘર તું અભડાવીશ; તેં તો ઢેડ કરયો ભરથાર, તું તો છેટી ઉભે રહે બહાર. ૨ માત પુતરી કરે છે વાત, એટલે ઘરમાં આવ્યો તાત; મોતીચંદ કહે સુણ બાઈ, તેં તો ઢેડશું કરી સગાઈ. ૩ એ વાત કઈ પે સંતાડું, લોકને મુખ શું દેખાડું; મારૂં મરત્યુ આવ્યું આણીવાર, નહીતર મારૂ પેટ કટાર. ૪ એમ કળકળે શાહુકાર, તવ બોલી મોતીચંદની નાર; સ્વામી ચડી જુવો અવાસ, વેગે જાઓની ઢેડની પાસ. ૫ કપટી રૂપ વશીકરણ હોએ, તેણે પુત્રી લોભવીકોએ; એવો પુરૂશ ન દીઠો કોએ, કાંઈ કારણ એમાં હોએ. ૬

**પુરવછાયા.** શેઠ તતક્ષણ ઉઠીયો, આવ્યો તેણે ઠામ; સુંદર દીઠો મલપતો, જોતાં પોહોતી હામ. ૧ મેં તો કાંઈ જાણ્યું નહી, આ સુંદર પરધાન; ભાવ કરી ભેટીયા સહી. દીધાં આદરમાન. ૨ **ચોપાઈ.** ભલે આવ્યા તમે કામદાર, તમે કીધી અમારી સાર; મોતીચંદ પામ્યો હુલ્લાસ, મારા મનડાની પોતી આશ. ૧ ભોજન કરાવ્યાં તેણીવાર, વળી બોલી મુખથી નાર; સુણો વાત મારી તમે સ્વામ, માહારી પોતી મનની હામ. ૨ મોતીચંદ ઉઠો તેણીવાર, સમજાવી પોતાની કૂમાર; ખબર રાખજો રૂડી પેર, પ્રભુજીએ કરી ઘણી મેહેર. ૩ તેડી પાસે પોતાની નાર, આપણને તુઠયા કીરતાધાર; એતો છે સુંદર કામદાર, તાબેદાર થઈ રેહે કુમાર. ૪ હવે ઉગ્રસેન રાજન, જેણે બરૂદ લીધું અનુંદન;તે દીવસ એમ પુરો થયો,

તોએ ખબર થઈ નહી રાએ. ૫ બે દીવસ રહયા નીરધાર, રાજા
મરવા થયો તઈઆર; સુંદર કેમ ન આવ્યા ઘેર, કળકળે તીહાં
આખું શેહેર. ૬ **પુરવછાયા.** બે દીવસ નીશ્ચે રહયા, સુંદર
ન મળ્યો સાર; મરણ આવ્યુ ઢુકડું, રાજા કરે વિચાર. ૧ સુંદર
બેઠા મોહોલમાં, ચોપટ રમે અપાર; ઝડ લાગી પાસા તણી, ત્યાં
નાંખ્યા પોબાર. ૨ **ચોપાઈ.** રમત રમે છે નર ને નાર, બહુ
વીચીએ નાંખે પોબાર; રજની ગઈ અડધી જ્યારે, સુંદર પોઢયો
પલંગપર ત્યારે. ૧ પ્રાતુશકાળ થયો નીરધાર, મુખ મરજન કીધું
કામદાર; પછે તેડી પોતાની નાર, તુંતો સાંભળ મારો વીચાર. ૨
રાજાએ પણ લીધું છે સોએ, ખટ દીવસ ત્યાં પુરા હોએ; સાતમો
દીવસ થયો સાર, મને આજ્ઞા દેને તું નાર. ૩ **પુરવછાયા.** તે
દીવસ એમ વહી ગયો, થયો પ્રાતુસકાળ; આજ્ઞા દે તું મુજને, રા
જા આણે કાળ. ૧ ઘેર જવા દે મુજને, વાટ જુવે રાજન; વચન
એવું સાંભળી, બોલી તાં કામન **ચોપાઇ**—મુખથી બોલી તાં
કામન, તમે સાંભળો મુજ સ્વામીન; થનાર હશે તે દેશું થવા, પણ
નહી દઉં તમને જવા. ૧ તમ વીના તો નવ રહેવાએ, ઘડી એક
સો વરસની થાએ; માટે જવા દેને કામન, જેમ જીવે રૂડો રાજન.
૨ કાલા વાલા કરે તે અપાર, તોએ નવ માને નાર; જે કહો તે
ખોટી વાત, જાઓ તો કરૂ મહા ઉતપાત. ૩ સુંદર કહે તું થઈશ
ખુવાર, એમ કહીને ઉઠયા તેણીવાર; ત્યારે છેડે વળગી નાર, તેને
વાર ન લાગી લગાર. ૪ ત્યારે પાટુ મારી કામદાર, પણ નવ મુકે
નીરધાર; તમે બીજો મારો સ્વામ, પણ જાવાનુ નવ લેશો નામ ૫
તારે ધોલ મારી કામદાર, મોહોલમાંથી આવ્યો બાહાર; પરસાલે
આવી બેઠો સોએ, જતાં આવતાં માણસ જોએ. ૬ **પુરવછાયા.**
માણુસ સઘળાં જોઈ રહ્યાં, આ સુંદર કામદાર; તતક્ષણ તેતો દો-
ડીયા, આવ્યા રાજદુવાર. ૧ વધામણી એ અમતણી, દેખાડું કા
મદાર; વચન એવાં સાંભળી, હરખ પામ્યો અપાર. ૨ તે ઘડી રા-
જા ઉઠીયા, તેડવા પોતે જાય; મહાજન સરવે ભેળુ થયું; ઉલટ
અંગ ન થાય **ચોપાઈ.** તેને ઉલટ અંગ ન માય. આવ્યા
મોતીચંદને ત્યાંય; આવ્યા આવ્યા ત્યાં રાજન, મોતીચંદનું માન્યું
મન, રાજા મુખથી બોલ્યો સોય, મુજને સુંદર દેખાડો કોય;
મોતીચંદ ગયો ધરમાંહ, સુંદર ઉભો છે વળી ત્યાંય. ૨ છેડે વળગી
છે કામન, જાવા નહી દઉ સામીન; સુંદર ઘણો કરેછે ઉપાએ, કા-
મની કહે નાની નાએ. ૩ મોતીચંદ આવ્યો તે વાર, દીઠી છેડે વ

જાગી નાર; સુંદર ચાલો તેડે રાજન, તારે મુખથી બોલી કામન. ૪ મારા સ્વામી જો બહારે જાય, અહીં પાછો ન મુકે રાય; ત્યારે શાને અમારો તોલ, જાતો રહે પછે બોલ્યા બોલ. ૫ મોતીચંદ સમજાવે બાળ, પણ ફાવે નહી કાંઈ તાલ; વીચારીને મનમાં રહયો, રાજા પ્રત્યે બોલજ કહયો; તમને તેડે છે કામદાર, રાજાને મેલો તેણે ઠાર; તોયે પણ ન મુકે નાર; મુખે કહેતી તે નકાર. ૬

**પુરવછાયા.** તતક્ષણ રાજા ઉઠીયા, આવ્યા મોહોલ મોઝાર; સુંદર દીઠો જેટલે, છુટી આંસુ ધાર, ૧ ભુજ ભીડીને ભેટીયા, ભલો ભલો કામદાર; દરબાર ચાલો આપણે, તવ મુખથી બોલી નાર. ૧

**ચોપાઈ.** તારે મુખથી બોલી નાર, તમે મારા પીતા કેરે ઠાર; એને હું પરણી રાજન, એ તો મારો છે સ્વામીન. ૧ અહીં થકી જો અળગા જાએ, પાછો એ નવ આવે રાએ, કાંઈ જોર ન ચાલે લગાર, અમે રાંક વરણથી અઢાર ૨ તારે રાજા બોલ્યા વાણ, મારી પૂત્રી તું પરમાણ; તું તો મોકલ રૂડી પેર, એનો આવશે તારે ઘેર. ૩ નારી કહે તમો પાળો બોલ, રાજવચનનો આપોને કોલ; તો મુજને આવે વિશ્વાસ, ત્યારે મુકું તમારી પાસ. ૪ તવ રાજા બોલ્યા મુખે બોલ, આપે મારા બાપનો કોલ; તમે ધીરજ ધરો લગાર, એવી હઠ ન કીજે નાર. ૫

**પુરવછાયો.** કોઈ દઈ પાછા વળ્યા, સુંદર ભેલા જાએ; બારણે આવી ઊભા રહ્યા, ગુણીજન ગુણ બહુ ગાએ. ૧ ભાટ ચારણ ગુણી ગાંધ્રવ, બોલે જયજય કાર; વખાણ કરતા તે સહુ, ભલો સુંદર કામદાર. ૧

**ચોપાઈ.** જોતા મળી ત્યાં વરણ અઢાર, મનમાં સઉને હરખ અપાર; ભલે ભલે આવ્યો પ્રધાન, ઘણું હરખ પામ્યા રાજન ૧

**પુરવછાયા** હરખ રાજા પામીયો, વરત્યો જય જયકાર; ખબર થઈ પછે ત્યાં કને, જ્યાં બેઠી કુલવંતી નાર, ૧ તતક્ષણ વહેલજ જોતરી, ભેળી છે રતુકાર; વેગે વહીને આવીયા, મોતીચંદને દવાર. ૨

**ચોપાઈ.** આવી આવી કુલવંતી નાર, સાથે દાસી છે રતુકાર; દોડી ધાંચી કેરી બાળ, તે પણ આવી ત્યાં તતકાળ. પ્રભાવતીને ખબરજ હોએ, વેહેલે બેશીને આવી ત્યાંએ; સરવે આવી મોતીચંદને ઘેર, હવે નીપજે કેવી પેર. ૨ પછે દોડે મોતીચંદની તન, આવી જ્યાં પોતાનો સ્વામીન; પાસે આવીને ઉભી નાર, બાઝી ત્રણ નારી તેણે ઠાર. ૩ ત્રણ દીઠી જ્યારે કામની, રીસ ચડી ઘણી ભામની; સાકરબાઈ બોલી વચન, તમે ઘરમાં ચાલો સ્વામીન. ૪ ચાલો ચાલો સ્વામી ઘર માંહ્ય, તમે શુંરે બેઠા છો

આંહે; એવાં વચન સાકરબાઈએ કહ્યાં, કુલવંતીથી નવ જાએ સહ્યાં. ૫ એતો કેમ કહે ભરથાર. એમ કહી કાંડુ ઝાલ્યું નાર, ચાલો ચાલો મારા સ્વામીન, આતો કોણુ ઘેલી દીસેછે કામીન. ૬ તારે પ્રભાવતી બોલી સોય, આતો કોણુજ નારી હોય; આવી છેડે વળગી નાર, છાનોમાનો બેઠો કામદાર. ૭ ઘાંચી કેરી પુત્રી જેહ, આવી છેડે વળગી તેહ; ચારે નારી દીએ બહુ માન, જેમ ઘણી ગોપીમાં કાહાન. ૮ **પુરવછાયા.** સુંદર શરમ પામ્યો ઘણું, ચાર વળગિ કામન; તારે વળતી બોલીયો, ભદ્રસેન રાજન, ૧ આતો કઉતીક છે ખરું, દીઠી નીજ કુમાર; હળવે રહીને પુછીયું, કહો આ શું કામદાર. ૨ **ચોપાઈ.** બોલ્યા ભદ્રસેન રાજન, પાસે દીઠી પોતાની તન, આ વાત નીપની કામદાર, અમને સમજાવો આણેઠાર. ૧ સુંદર બોલ્યો મુખથી વચન, ચારેને પુછો તમે રાજન; તારે પુછે ઘાંચણને ઠાર, તારો કેમ થયો ભરથાર, તારે મુખથી બોલીનાર, જીવતદાન કીધું કામદાર; તે માટે અમારા ભરથાર, સાચું કહું મેં આણીવાર, ૨ કુલવંતીને કહ્યું વચન, એને હાથે કીધું ભોજન; પછે પુછયું પોતાની કુમાર, તારો કેમ થયો ભરથાર. ૩ તારે બોલી પ્રભાવતી નાર, પોપટ થઈ આવ્યો કામદાર: તે માટે મારો એ ભરથાર, એમાં જુઠું નહીરે લગાર. ૪ પછે પુછયું વણીકની કુમાર, તારો કેમ થયો ભરથાર; સાકરબાઈ બોલી વચન, સંભળો પીતાજી મારૂ વચન. ૫ ચોર થઈને આવ્યો પ્રધાન, તેને આપ્યું મેં જીવતદાંન; સીપાઇ મારતા હતા એને ઠાર, રાત ગઈતી તારે એ પોહોર. ૫ એને ઉગારયા તેણીવાર, પીતાએ સાંપ્યો એ ભરથાર, તે માટે મારો એ સ્વામ, તમે કરોને મારૂ કામ. **પુરવછાયા** વચન એવાં સાંભળી, વીસ્મે પામ્યો રાએ; ભલાં નસીબ સુંદરતણાં, એ વાત સત્ય કેહેવાએ. ૧ વઈતાળ કહે રાય સાંભળો, રાજા વીર સુજાણુ; પેહેલી કન્યા કઈ વરે, તે સાંભળો રાજન. ૨ કુળવંતી વરે નહી, એહું પીરશું અન; સુખ એતો પામે નહી, દુઃખ પામ્યો રાજંન. ૩ ઘાંચી કેરી દીકરી, તે કેમ વરે નીરધાર, પોપટ એને કીધો સહી, પાંજરે ઘાલ્યો કામદાર. ૮ પ્રભાવતી પરણે નહી, કંઠીયામાં ઘાલ્યો જેહ; કહ્યું તેને માન્યું નહી, ઉઠી ભાગ્યો તેહ. ૪ **ચોપાઈ.** પરણે પરણે વણીકની કુમાર, જેણે ઢેડ કરયો ભરથાર; એવાં વઈતાલે કહ્યાં તચન, વીર ઝાંખો થયો તે મંન. ૧ પછે વઈતાલ કહે સુણો રાએ, મોતીચંદ કીધો વિવાએ; મંડપ લીધ્યો કનકની માર. શોભે કામ તે મિનાકાર. ૨ **પુરવછાયા.**

…જાન આવ્યું મલપતું, મોતીચંદને દુવાર; આનંદ સહુને અતિ ઘણો, મંગળ ગાએ નાર. ૧ વઈશાક શુદ એકાદશી, ઉત્તમ મંગળ વાર; શુભ મહુરતમાં આવીઆ, પોતે ત્યાં કામદાર. ૨ **ચોપાઈ.** સુંદર પરણવા આવ્યા ત્યાં સાર, હરખ પામ્યાં છે નરને નાર; પછે તોરણ પાસે આવ્યો, સાસુએ મોતી લઈને વધાવ્યો. ૧ સાસુ પોંખવા આવી ઝાર, હાથમાં લીધો સુવરણનો થાળ; પછે પોંખવા માંડયું કામન, હરખ વાધ્યો પોતાને મન. ૨ ધુંસળ મુસળ રવાઈ ને ત્રાક, પોંખી તાણ્યું જીઆવરનું નાક; ગલે ઘાટ ઘાલીને તાણ્યો, પછે હાથેવાળો મેળાવ્યો. ૩ પછે માનુની મંગળ ગાએ, તાં નાના રંગ બહુ થાએ; મોતીચંદે આપ્યાં કન્યાદાન, હરખ પામ્યો પોતે રાજન. ૪ તાંતો મંગલ વરતાં ચાર, હેતે પ્રીતે જમ્યા કંસાર; પરણી ઉઠ્યા રૂડી રીત, માંહો માંહે બંધાણી છે પ્રીત. ૫ મોતીચંદે જમાડી જાંન. પછે આપ્યાં ફોફળ પાન; પછે પેરામણી આપી સાર, હરખ પામ્યા ભદ્રસેન રાએ; મોતીચંદે આપ્યાં પસાએ. તેનો ઉલટ અંગ ન માએ. ૭ **પુરવછાયા.** રાજા વાણી બોલીયા, સાંભળ તું કામદાર; હવે વેહેલા થાઓ સહી, પરણાવું મુજ બાળ. ૧ પછે વીવા કીધો સહી, પરણાવીઓ પ્રધાન; રાજ પાટ સોંપ્યું સહી, દીધાં ઝાઝાં માન. ૨ પછે ઘાંચીની પરણ્યો સહી, પરણ્યો કુળવંતી નાર; સુંદર તો સુખ પામીઓ, ભાગ તણો નહી પાર. ૪ કવીજન તો વળી એમ કહે, કરમજ મોટા હોએ; માન પામે પરદેશમાં, ગાંજી ન શકે કોએ. ૫ કરમજ જેનાં પાધરાં, તેને વશ સહુ લોક, કવીતા વાણી એમ કહે, કરમ વીના સહુ ફોક. કરમ વીના નર જ્યાં ફરે, ત્યાં ન પામે માન; જે નર છે અભાગીઓ; તેને સુધ બુધ નહી સાન. **ચોપાઈ.** સુંદર પરણીઓ તે રૂડી પેર. સુખ ભોગવે સ્વરગની પેર; કામ કાજ પુછી સદા કરે, દેશ આખુ સુંદરની ફરે. ૧ એક દીવસ થઓ સંધ્યાકાળ, મોહોલમાં બેઠી ચારે નાર; મોહોલ મધ્યે આવ્યો પરધાન, રાણીએ ઘણાં દીધાં માન. ૨ પ્રભાવતી બોલી વચન, વાત કહું સાંભળો રાજન; તમો છોજી ચતુર સુજાણ, તમ આગળ અમે અજાણ. ૩ તમો ચતુર શિરોમણી માહારાજ, એક અમારૂં કરોને કાજ; તમ આગળ વાત કીજીએ, તેનો ઉત્તર અમને દીજીએ. ૪ સમશાએ તે કેશું સાર, એમ બોલી પ્રભાવતી નાર; ચારે પાસે બેઠી છે કામન, હેતે વાત કરે ભામન. ૫ **ચોપાઈ.** ચતુરાઈથી વાતો કીજીએ, આપો ઉત્તર તે સાંભળીએ; પછે રાણીએ

શમસા કહી, તેતો રાજા સાંભળે સહી. ૧ **પુરવછાયા.** નારી બોલી મુખ થકી, સાંભળો ચતુરસુજાણ; પાંચ પપા વાહાલા પુરૂષને; તે બતાવો નીરવાણ. ૧ પાન પાઘને પદમની, પ્રેમલ ને પોસાક, કોઈરે પુછો અવનવું, જે કહોતે વાચાએ. ૨ ધન ધન નારી તુજને; ધન ધન રાજ કુમાર; પાંચ કકા વાહાલા પદમની, તે કહોને અવી ધાર. ૩ કાજલ કુમકુમ ને કંચુકી, કસુંબાનો વળીકંથ; એ પાંચે વાલાં કામની વળી મુજને તું પુછંત. ૪ સુંદર વાણી બોલીયો, સાંભળરેતું નાર; તમમાં ખોટજ પાંચ છે, તે અમને દેખાડ. ૫ કુડ કરૂપ કુલ ક્ષણી, કુડી નાર કરનાર; એ પાંચ નથી મારીકને, સુણો તમે અ-વીધાર. ૬ તમે કહો છે કે અમે એકલા, પણ તમ સાથે છે સાત તે પ્રતક્ષ દેખું સહી. બતાવોને નાથ. ૭ તીર ત્રરકસ તરવાડી, ભાલો ને તોખાર; બેડું દુજો ચાબખો. એ સાતે મુજ કને નાર ૮ **ચોપાઇ.** પ્રભાવતીએ વચન કહ્યાં, તેતો સુંદરે સરવે લહ્યાં; વળી કુળવંતી બોલીનાર, સાંભલોને મારા ભરથાર. ૧ મેતો દુખ દીધુ તમને કંથ, તેથી જીભ ઉપડતી નથી; તમો છોજી ચતુરસુજાણ, પુછુ તેનુ કહુ પરમાણ. ૨ **પુરવછાયા.** જે ગધ્ય ગંગા જલ વસે, જટા બીરાજે શીશ; નેત્ર ત્રણ કહો મુને, નહી ઉમીયા પતી ઈશ ૧ તારે સુંદર વાની બોલીયો, સાંભળરે તુ રાર; શીફળ નામ છે તેહનું; સાંભળ તું વીશ વાર. ૨ એક નરે નરને ગળો, તે ને દીસે સોભાવંત: તે હમણાં છે તમ કને, તે બતાવો રાજન. ૨ સુંદર વળતું બોલીઓ, સાંભળ તું કામન; જામો નામછે તેહનું, કહું હું તુજને વચન. ૪ એક પંખી ઉડે જીવવીણ, બેસે જેણે ઠામ; મરત્યુ પામે દેખતાં, તે કહો મુજને સ્વામ. ૫ તારે સુંદર વળતો બોલીઓ, મનમાં રાખી ધીર: તે પૂછયું જે કામની. તેનું નામજ તીર. ૬ બે રાણીને સુંદર કહે, તમો છો ચતુરસુજાણ; અમને ઉત્તર આપીએ, હું બોલું તે પરમાણ. **ચોપાઈ.** તુંતો સાંભળ કુળવંતી નાર, વલી રતનસેનની બાળ; મુરખો હુતો મારૂં નામ, હું શું જાણું ચતુરાઈનાં કામ. ૧ એક વાતનો અરથ કીજીએ, પછે અમને ઉત્તર દીજીએ; સગશાગાં કહું છું સાર, તમે સાંભળજો તે નાર. ૨ **પુરવછાયા.** નર બે ગળા નારીએ, જગત જીવારણ જેહ; બે વાહાલી નારી નરને, મુજને બતાવો તેહ. ૧ કુલવંતી એમ ઓચરી, સાંભળજો મારા સ્વામ; તમો અમને જે પુંછીયું, તેનાં કંચુકીમાં છે ઠામ. ૨ નર બે રૂપે આગળા, આખિને વાહાલા અપાર, જલસ્થલ ચુંબન કરે; તે બતાવો નીરધાર. ૩ નેત્ર નીહાલે સરવ-

ને, શામુ ન જોવાએ; તેમાં તે એ નર રહે, અસ્ટ સત નર બાંધે ૪ સમશા કહી તે સાંભળો, બાંધો બંધન એક; તે નરતો પાસેજ છે, વાલો તુંજ વીશેક. ૫ તારી જનુનીએ વરયો, તે થાસે તારો કંથ; તે બતાવો સુંદરી, વાત એમ પુછંત. ૬ કુલવંતી વળતુ એમ કહે, સાંભલો બાવન વીર, ચાંદલો નામ છે તેહનું; મન રાખો તમે ધીર. ૬ **ચોપાઇ.** બોલી બોલી વણીકની બાળ, અમે રાંક વરણુથી અઢાર; તેલ વેચી ને ભેટજ ભરીએ, તેની વાત ઝાઝી શું કરીએ. ૧ અમે ગરીબ માણુસ જેહ, એતો રાજ પુતી કહીએ તેહ; એક વાત કહું છું તમને, તમે રીસમાં કરસો અમને. ૨ એક અમે પુંછુ વાત, તમે સાંભળો મારા નાથ; સામસામે કહીએ જાણુ, તમે સાચુ બોલો પરમાણુ. ૪ **પુરવછાયા.** સાચુ બોલજો મુખ થકી, રીસ માં કરસો લગાર; વાતનો અરથ કીજીએ, સાચુ કહુ અવીચાર, ૧ પીલો પણુ પોપટ નહી, કાલો પણ નહી કાગ; પાંખ પણુ પંખી નહી, ડસે પણુ નહી નાગ. ૨ કુશુમ પ્રેમલ વહાલો ઘણો, દમ ઉપર રહે જેહ; પૂછયું તમે જે પેમદા, ભમરો નામજ તેહ. નારી પણુ નીરબલ નહી, કાલી પણુ નહી કોલ;દરે રહે પણુ નાગણુ નહી, રાજા સાચુ બોલ. ૩ જે બાંધે બલ બહુ ચઢે શોભે સુરને નાર; મરત્યુ પામે બેસતાં, તેનું નામ તરવાર, ૪ **ચોપાઈ.** શામકુંવર ઘાંચીની બાળ, તે તો વચન બોલી રસાળ, એતો નારી ચતુરાં સોએ, તે પર મન તમારૂ મોહે. ૧ એમ કહી ને બોલી તે નાર, મારી વાત સુણોને લગાર; સાચુ કહો તમે મારા સ્વામ, મારા મનની તે પુરો હામ, ૨ એક વાતનો અરથ કીજીએ, કીમતે તેનો ઉત્તર દીજીએ; હું તો સમશા કહું છુ સાર, તમે સુણો મારા ભરથાર. ૩ **પુરવછાયા.** નર એક નામાંકીત સદા, સુત છે તેના બાર, ચાલે એક પછી બીજો, સ્થીર નહી લગાર. ૧ તારે સુંદર બોલીયો, સુણુ તુ ચતુરાં નાર; પરૂષ સંવત્સર ભલે, સુત તે માસજ બાર. ૨ આઠ કટકે નર નીપજે, બે નારી નર ચાર; બે માંહે નપુશક વસે, તે બતાવો ભરથાર. ૩ તારે સુંદર એમ કહે, સાંભળ તું કામન; પલંગ નામ છે તેહનું, જે પર કીજીયે સયેન. સુખનું માંડણુ સરવનુ, જેને વાધે કામ; તે વાહાલું ઘણું તમ કને, બતાવો તે શામ. ૫ અમુલખ જે કામની; વણુ તોલે વેચાએ; જેમ જેમ આઘે સંચરે, સુલ મોંઘેરાં થાય: ૬ સુંદર કહે નારી સુણો, શ્રમશા પુછુ નામ; જુગતેથી તે જાણીએ, પેમદા તેતો પાન. ૭ સોળ સાહેલીમાં રમે, બેલે ત્રણુ કુમાર; તસ

ઘર તે એમ દેખતાં, તે બતલાવો ભરથાર. ૮ રાજા લે તોરી દેખતાં દેખતામાં તો દેહ; હારે જીતે હોડજ કરે, સામાં સોગટાં તેહ. ૯ ચોપાઇ. એમ માંહોમાહે અરથજ રહ્યા, તે સમજીને રાજી થયા; એમ કરતાં થયો પરભાત, આનંદમાં તે વીતી રાત. ૧ સુખ મંજન કીધું પરધાન, પછે સમરયા સી ભગવાન; ઉનાં પાણી થયાં તઈઆર, સુંદર નાહો તેણીવાર. ૨ ભોજન કીધુ રૂડી પેર. સુખ પામ્યો પોતાને ઘેર; સુંદર ઘોડે થયો સ્વાર, વેગે આવ્યા રાજ દુવાર. ૩ સુંદર આવ્યો સભા મોજાર, આવી રાજાને કીધો જુહાર; રાજાએ ઘણાં દીધાં માન, આવો આવો દેશ દીવાન. ૪ સુંદર વીના નવ ચાલે ઘડી, ઘણી પ્રિત જીવ સાથે જડી; સુંદર જે કરે તે થાએ, સુંદર વીના ઘડી ન રહેવાએ ૫ સુંદર પ્રાણ તણો આધાર, સુંદર ચાંપો કેરે હાર; ભેલા બેસી કરો ભોજન, ઘણું સુંદરતું બાંધ્યું મન. ૬ રાજાની રાણી છે પચાસ, ઘણું કરતાં સુંદર શુ હાસ્ય; સુંદર આવો કરીએ પંથ, ચાર રાણી કેરા કંથ. બેસે કચેરી મોજાર, આવો સુંદરનો દરબાર; સુંદર આપે તે રાજા ખાએ, ભેળા ભ્રમીયા રમવાને જાએ. ૭ સુંદરને કહે રાજા બોલ, આજ નહી કોઈ તારે તોલ; લાડકો રાજાજીનો કહેવાએ, સુંદર જે કરે તે થાએ. ૮ પુરવછાયા ઘણા દીવસ એમ વહી ગયા, સુખમાં અપરમપાર; સુંદર સુતો મોહોલમાં, પાસે કુલવંતી નાર. ૧ ઘર પોતાનુ સાંભર્યું, માત તાત ને ભ્રાત; મલીએ વેગે તેહને, સુખ દુખ કહીએ વાત. ૨ ચોપાઇ. એમ સાંભરે માતને તાત, બીજા સાંભરેછે નીજ ભ્રાત; તેથી સુંદર કરે આંસુ પાત, વારંવાર સંભારે છે માત. ૧ જેણે દીધી મુજ આશીશ, જીવો પુત્ર કરોડ વરીસ; અંતરમાં વીમાશણ કરે, હઈડામાં માતા સાંભરે. ૩ મારી સ્ત્રી રૂડી હતી સાર, તેનો વીજોગ છે અપાર; કીરપા કરે જો દેવ મોરાર, જઈને મળુ આણીવાર. ૪ પુરવછાયા એમ જાણી રૂવે સહી, ચીંતા કરી અપાર; વલતી બોલી તાં સહી; જે કુલવંતી નાર. ૧ ખમા ખમા મુજ કંથજી, શું ઉપજીયું દુખ; વાત કરો મુજ આગળે. જેમ તમને થાય સુખ. ૨ કોણે તમને દુભવીયા, શું બોલી પરભાવતી નાર; શું બોલી વણીકની દીકરી, દુભ્યા કાંઈ ભરથાર, ૩ ડાકણુ કેરી દીકરી, બોલી છે કંઈ વાણુ; સાચુ બોલો કંથજી, કહો મને નીરવાણુ. ૪ રાજાએ કંઈ દુભીવ્યો, કેમ નયણે આવ્યાં નીર; તે માટે મુજને કહો, કે સુખ નથી શરીર. ૫ ચોપાઇ. સાચુ કહોને મોરા સ્વામ, શું નથી તમને આરામ;

હું જાઊં તમ ઉપર બલીહાર, તમને ખમા ખમા ભરથાર. ૧ સુંદર બોલીઓ મુખથી વચન, સાંભળ વાત મારી કામન; મુને વરસ થયાં છે બાર, દેશ મુકયો ને આવ્યો આ ઠાર. ૨ હવે જાવું મારે તાંહાં, પ્રભાવતી ને તું સમઝાવ; તારી ઉપર રાખે છે ભાવ. ૩ તારે બોલી કુળવંતી નાર, તમે સાંભળો મારા ભરથાર; મને પણ સાંભરે મારી માએ; દશ વરસ વહી ને જાએ. ૪ પછે રજની વીતી તતકાલ, એટલે થયો પ્રાતુશકાળ; ત્યાં આવી પ્રભાવતી નાર, બીજી આવી ઘાંચાની કુમાર. ૫ કુલવંતી બોલીરે વચન. સાંભળો પ્રભાવતી કામન; સાંભળ તું ઘાંચીની કુમાર, એક ઉપન્યો છે મન વિચાર. ૬ આપણ કહીએ જે હાસ્ય વચન, દુખ ઉપન્યું તેનું મન; સ્વામી ચીંતા કરે છે અપાર, આંખે ઝરે છે આંસુની ધાર. ૭ તેને સાંભરે છે માતને તાત, પછે સરવે માની વાત; પ્રભાવતી સાંભળ તું વચન; તું તો સુભદ્રસેનની તન. ૮ સમઝાવો તમારો બાપ, સુખ થાએ ને ટળે સંતાપ; આપણે જાવું સાસરે જાણ, તારે પ્રભાવતી બોલી વાણ. ૯ સાસરે જાયે છે સઉનાર. એમ ચાલ્યો જાએ છે સંસાર; સમઝાવું પીતાને સોએ; તેનો નકાર ન કરે કોએ. ૧૦ **પુરવછાયા.** તે દીવસ એમ વહી ગયો. સાંધ્યા સમે ની રધાર; દરબારેથી આવીઆ, સુંદર જે કામદાર ૧ આવીને ભોજન કરયાં, સુવા ગયો કામદાર; પ્રભાવતીના મહોલમાં, આવ્યો તેને ઠાર. ૨ પુષ્પે સજા પાથરી, ઉપર પોઢયા જાણ; મુખ ઝાખુ ત્યાં દેખીને, બોલી મુખથી વાણ. ૩ શા માટે તમે અણમણા, કહો તે મુજ વાત; જેમ કહો તેમ હું કરૂં, ચીંતા ટાળો નાથ. ૪ તારે સુંદર બોલીયો, તું સાંભળ રાજ કુમાર; દેશ મને બહુ સાંભરે, વરસ થયાં છે બાર, ૫ તે માટે જાસું સહી, પીતા દેશ મોઝાર; મન ગમે તો આવજો. ચારે ભેલાં નાર. ૬ **ચોપાઇ.** તમે ચારછો કામન, વાત આવે તમારે મંન: અમે જાશું અમારે ઘેર, દીવસ થયા ઘણા બહુ પેર. ૧ તવ બોલી પ્રભાવતી નાર, તમે સાંભળો મારા ભરથાર; જેમ કહો તેમ અમે કરીએ, વાત તમારી ચીતે ધરીએ ૨ એક વાતનો કહીએ વિચાર, તમે સાંભળો મારા ભરથાર, કયો દેશને કયું ગામ, કોણ માત તાત લીયો નામ. ૩ કેમ નિસર્યા છો પરદેશ, હજી છો તમે બાળે વેશ; તેતો વાત કહોને ખરી, અમે સાંભળીયે ચીત ધરી. ૪ **પુરવછાયા.** તવ સુંદર વળતો બોલીયો, સાંભળ રે તું નાર, વાત માંડી કહું તુજને, તેહ તણી વીચાર, ૧ કનકાવતી નગરી સહી, તાં કનકસેન રાજન, ચાર ભાઈ અ-

મોખરા, માનો સત્ય વચન. ૨ **ચોપાઈ.** પીતાએ કહ્યું ચારને વચન, કેને નસીબે જમોછો અન; તેતો કહોને સત્ય વચન, તમારે નશીબે જમીએ અંન. ૧ મુંજને પુછ્યું રાજન, કેને નશીબે જમે છું અંન, તારે મન કરો વિચાર, જુઠું નવ બોલું લગાર. તારે બોલ્યો વચન સાક્ષાત, નશીબ કરે તે સાચી વાત, એમ બોલ્યા હું નીરધાર, જેણે જન્મ દીધો સંસાર. ૨ ઈશ્વર પુરે સરવને અંન, પીતા માનોને મુંજ વચન. ૪ **પુરવછાયા.** વાત એવી સાંભળી, રાજાને ચડી રીસ; કાઢાડો એને વન વીખે, નહીકર છેદીસ શીશ ૧ માટે ત્યાંથી નીસરચા, આવ્યો રતન નગરીમાંહે; રતનસેન રાજા ખરો, પીતા કુળવતીનો ત્યાંએ. ૨ ઘણાદીવસ ત્યાં રહ્યા, આવ્યા આને ઠામ, તે પછે વજીર થયો, કરયુ રાજાનું કામ ૩ બીજી વાત જે નીપની, તે સરવે જાણે નાર; જાશૂં અમારે દેશડે, સત્ય કહુ નીરધાર. ૪ **ચોપાઈ.** એમ વાત કહી કામન, મૂખથી બોલી ભામન; તમે સાંભળો મારી વાત, જઈ સમજાવો મારો તાત. ૧ હાસ્ય વીનોદ કરો કામદાર, આવ્યા ફૂલવંતીને વાર; ફૂલવંતી બોલી સુખ સાર, તમે ભલે આવ્યા ભરથાર. ૨ તવ બોલી રતુકાર; વીચાર શું કીધો નરનાર; અમ આગલ કહો તે વાત, તમે સાંભળો મારા ભરાત. ૩

**પુરવછાયા.** સુંદર વળતો બોલીઓ, સાંભળ તુ રતુકાર; દેશ આપને મુકીઓ, થયાં વરસજ બાર. ૧ હવે ત્યાં જાવું સહી, કીધો એ વીચાર; વચન એવાં સાંભળી, રાજી થઈ રતુકાર. ૨ ફૂલવંતી વળતું કહે, સાંભળો મારા સ્વામ; વેહેલા થઈને પરવરો, કરવું વેહેલું કામ. ૩ પછે ભોજન કરી નીસરચા, આવ્યા રાજ દુવાર; મદનસેન એમ બોલીયા, ભલે આવ્યા કામદાર. ૪ બે ઘડી બેઠા સહી તવ દીઠુ ચંચલ મન; ઝાંખુ મુખ દેખી કરી, તવ બોલ્યા રાજન ૫ **ચોપાઈ** તારે મુખથી બોલ્યો રાજન; ઝાંખુ મુખ દેખી પરધાન; જે વાત હોય તમ રદે, તેતો સાચુ તુ અમને વદે. ૧ તારે સુંદર બોલીયો તેણીવાર, સાંભલો રાએ કહુ વીચાર; અમારે બોલંન, હવે જાવાનુ થયું છે મન. ૨ બાર વરસ અમને વહી ગયાં, માટે હવે નવ જાએ રહયાં; સાચુ તમને કહુછું રાએ, હવે અમને કરો વીદાએ. ૩ તારે રાજા બોલો સુખ વાણ, સાંભળ સુંદર ચતુર સુજાણ; તમવીના અમને નવ રેહેવાએ, ઘડી એક વરસ સોની થાએ. ૪ અહી તમે ભોગવો રાજ, તીયાં ગયાનુ શું છે કાજ; મનાર હશે તે દેશુ ઘવા, પણ નહી દઉ તમને જવા. ૫ તા-

રે સુંદર બોલ્યો સાર, અમને વરસ થયાંછે બાર; હવે શીખ દીઓ રાજન, તમને છેલ્લું કહું વચન. ૬ **પુરવછાયા.** રાજા હશી ને બોલીયા, જોર તણું નહી કામ; ચાર દીવસ રહો તમો. આપણુ તમારૂ ગામ. ૧ તવ જુહાર કરીને ઉઠીયો, સુંદર તેણીવાર; વેગે ચાલી આવીયા, પોતા કેરે દ્વાર. ૨ **ચોપાઈ.** સુંદર આવ્યો પોતાને દ્વાર, ત્યારે બોલી સ્તુકાર; કહો શુ બોલ્યા રાજન, તેતો કહો અમને વચન. ૧ પછી બેઠી ચારે કામંન, બોલી સાકરબાઈ ભામંન; તમે સાંભળો મારા કંથ, કેમ જાવાનુ કો-છો પંથ. ૨ ચારેનુ જ્યારે માનું મંન, આપણ દેશ જાઈએ કામન; તવ બોલી વણીકની બાળ, તમે ગમે તે કરો તતકાળ. ૩ તતપરાઈ કીધી કામદાર, ચારે નારી થઈ તઈઆર; તેડુ આવ્યું રાજાનુ સાર; મેહેલ પધારો તમે કામદાર. ૪ તમ વીના ન સુજે લગાર, તેતો માનો સાચુ નીરધાર; કટક સજાઈ કરોને ઘણી, ખરચી લ્યો રૂપઈઆ ગણી ૫ પેરામણી ઘણી કીધી રાએ; સુંદર ચાલવા તતપર થાએ; સાથે સેન તણો નહી પાર, રથ તઈઆર કરાવ્યા સો ચાર. ૬ **પુરવછાયા.** દુંદુંભી વાજાં ગડગડયાં, નકી પોકારે લલકાર; સેન ચડી તઈઆર થયું, રાય આવો તેણીવાર. ૧ સુંદર ભીડયો તરતસુ, રાજાને દેતો માન; હલ ફલ કરીને ઉઠીઓ; અસવાર થયો પ્રધાન. ૨ સેન સરવે નીસરં, નગર બાહાર તે વાર; પાછળથી વળી આવીયા રાજાને વળી કામદાર ૩ હળી મળી પાછા વળ્યા, વળ્યા માજનને રાએ; બધા ત્યાંથી પરવરયા, દો મજલે જાએ. ૪ **ચોપાઈ.** દીન સાત થયા તેણીવાર, આવ્યા રતનપુરીમાં સાર કુલવંતીનો તાત છે જીહાં, આવી તંબુ દીધો તાંહાં. ૧ તારે જાણ્યું કુળવંતીનાર, મારે પીયેર આવ્યા કામદાર; રતનસેને સાંભળી વાત, કોઈ આવ્યો પ્રથવીનો નાથ. ૨ એના કટક તણો નહીં પાર, હવે શું કરવું કામદાર; રાજપુત્ર બોલ્યા વચન, મોટા ભૂપ નમાવ્યા રાજન. ૩ આપણે પણ નમીએ રાજન તેજપાલે કહ્યાં વચન, એક અસ્વ કરો તઈઆર; તેને સણગારયો તે ઠાર. ૪ સુવરણ થાળ તે લીધો ત્યાંહિ, ભરયા હીરા રતન તે માંહે; રાજા પાલો થયો તેણીવાર, ધન લઈને ચાલ્યોકામદાર. આવ્યા સામા ચાલી રાજન, તારે સુંદરે વીચારયુ મન; એને મળું આનંદ ભેર, પછી જાણુશે સઘળી પેર.

**પુવરછાયા.** એ પીતા કુલવંતી તણા, તેને દઈએ માન; એટલે આવીને મળ્યા, રતનસેન રાજંન ૧ રતનસેન જાણે નહી, સુંદર છે કામદાર; તારે બાર નીસરી, પોતે તે સ્તુકાર. ૩ પીતા

જી આવો અહી, તેડે તમારી બાળ; રતુકારને દીઠી સહી, વીશમ થ થઓ ભુપાળ. ૩ બાપ દીકરી બંને મળ્યાં, હઈયાંફાટે તે રોય; ચોવટ સઘળી જોઈ રહી, ટગમગ ઊભી જાએ. ૪ ચોપાઇ. પછે કુળવંતી બોલી વચન, જામાત્રને મળો રાજંન; પછે મળા સસરો જમાત, પ્રેમ કુશળની પુછી વાત. ૧ પછે શેહેરમાં આવ્યા રાએ, સસરો જમાઈ આગળ થાએ; તેજપાલ ચાલ્યા પરધાન. તેણે તો ઘણાં દીધાં માન. ૨ આવ્યા આવ્યા નગર મોઝાર, હરખ પામ્યા સઊ નરને નાર; પછે ભોજન કરાવ્યાં રાજંન, દીધાં લસ્કરને ભોજંન. ૩ પ્રધાન ફેરે નોતરે, નરગ આખુ ત્યાં ભોજંન કરે; પછે થઓ ત્યાં સંધાકાળ, જમી રહ્યા બાળ ગોપાલ. ૪ પછે દરબાર કચેરી મળે, પાસે ચોસટ દીવા બળે; બંદીજન ત્યાં કરે વખાણ, ભલો ભલો તું સુંદર રાજંન. ૫ રત્નસેન બહુ રાજી થાએ, ભલે આવ્યા તમે સુંદર રાએ; મારા ભાગ્ય તણો નહી પાર; આજ સફળ થઓ અવતાર. ૬ કુળવંતી સુતી હીંડોળે, તેને દાસીઓ વાયુ ઢોળે; પ્રભાવતી સુતીરે પલંગ, વણીક પુત્રી ભેળી સંગ. ૬ સુતી ઘાંચી કેરી બાળ, એમ સુતી સ્ત્રી ચાર; પછે સુતા સુંદર પાસ, સરવેને ઘણા હુલાસ. ૭ પછે રાજા કેમની પેર, તમ ને પ્રભુએ કીધી મેહેર; કેમ પરણ્યા ચાર કન્યાએ, તેતો વાત કરો ને રાએ. ૮ સુંદર બોલો ધરતો લાજ, જાણતાં પ્રભુએ કીધું કાજ, ઝાઝિ વાતમાં પૂછો રાએ, એમાં થનાર હોય તે થાએ. ૯ તારે રાજા સમજે મન, પછે બોલ્યા નહી વચન, રાજા મુખથી એમજ બોલે, સુંદરને કોઈ ના આવે તોલે. ૧૦ પુરવછાયા.
તે રજની એમ વહી ગઈ, થયો પ્રાતુશકાળ; મુખ મરજન કીધું રાયજી, સમરયા શ્રી ગોપાલ. ૧ પછે સભામાં આવીયા, સુંદર રાજા જાણ, બંદીજન ત્યાં આવીયા, તે કરતાં બહુ વખાણ. ૨ ભાટ ચારણ સુણ ગાંધ્રવં, બોલે જયજયકાર; સઊને દાનજ આપીયાં, તે હરખે અપરમપાર ૩ ચોપાઈ. બહુ હરખ પામ્યો ત્યાં રાએ, પછે ભોજનની વેળા થાએ; આવ્યા ભોજન કરવા રાએ. આરોગી મન રાજી થાએ. ૧ દીધાં મુખવાસ એલચી પાન, પાસે બેઠા રાજા પરધાન; પછે પંડ્યાને તેડ્યા જાણ, સુંદરે ઉઠી કરયો પરણામ, ૩ આગતા સ્વાગતા કીધી જાણુ. સુંદર બોલ્યો ત્યાં; આપો મોહોર તે એક હજાર, પંડ્યો હરખ પામ્યો અપાર. ૪ પુરવછાયા. આશીશ વચન પંડયે કહ્યું, ચીરંજીવી તું રાયે; એમ કહી ને સંચરયો; પોતાને મંદીર જાએ. ૧ સુંદર આવ્યો મોહોલમાં કુળવંતી તેડી સાર; આપણ હવે ચાલશું, થાવો તમે તઈઆર. ૨ એમ કહીને પાછાવાળો, આવ્યો સભા મોઝાર; રાવત રાવ બેઠા સઊ, તેણે કરયો જુહાર ૩ ચોપાઈ. તે દિવસ

એમ વહીને જાય, સંધ્યાકાળની વેળા થાએ; રાએ બોલ્યો મુખથી વાણ, ચાલો મંદીરમાં નીરવાણ. ૧ પછે આવ્યા પોતાને દ્વાર, ભોજન કીધાં તેણીવાર; મળી બેઠા ત્યાં રાજન, તારે સુંદર બોલ્યો વચન. અમને શીખ આપો તમે રાએ, અમને દીવસ તે ઘણા થાયે; રાએ બોલ્યા મુખથી વાણ, તમે સાંભળો ચતુર સુજાણ. ૩ ચાર દીવસ તમે રહો રાએ, ઘન ઘડી ઘન વેળા કહેવાએ; તારે સુંદર બોલ્યો વચન, સેન ઘણું ભેલું છે રાજન. ૪ નહી રહેશું અમે અધ ઘડી, તારે રાજા બોલ્યો વળી, એમાં જોર તણુ નહી કામ, સુખે પધારો તમે રાજન. ૫ તે પણ રજની વહીનું જાએ, સવાર સામગરી થાએ; ખરો કદ મંગાવ્યાંસાર, ત્યાંતો દોશી તેડ્યા અપાર, ધાટ બંગાલી સાયટા જેહ. પેરામણી કીધી તેહ; કર્યા રાજી તે અપરમપાર, થઈ રહ્યો ત્યાં જયજયકાર. ૬

**પુરવછાયા.** પેરામણી કીધી બહુ વીધની, પાંચ શત આપ્યા તોખાર; ગજરથ આપી પાલખી, આપ્યા ગરથ ભંડાર. ૧ સોલ શણગાર આપ્યા પુત્રીને, હીરા રતન જડાવ; વસ્ત્ર અનુપમ આપીયાં, આપ્યા નવસર હાર. ૨ પુત્રી ચાલી પ્રેમશું, સુંદર થયો અસ્વાર; સેન અન ધન ચાલીયું, તેહ તણો નહીપાર. ૩ રતુકાર ભેલી સંચરી, બીજી દાસી અનેક; સુંદર વળતો બોલીયો, રજા ઉરો ને છેક. ૩ **ચોપાઇ.** હવે રાજા વળાવા જાએ, નીશાન વાળો આગળ થાએ; તેજપાલ ભેલો કામદાર, વળાવા જાએ નર ને નાર. ૧ સઉ આવ્યા એક જોજન, પછી રાત તાં કીધું ભોજન; તંબુ ઉભા કીધા તે સાર, રાતે સુખીયાં થયાં નરને નાર. ૨ વીતી રજની ને ઉગો દન, શીખ માગી તારે રાજન; પછે વળાવ્યા કુટુંબ પરીવાર. સરવ સુંદર ને કરે જુહાર. ૩ શીખ માગીને વળીયા જેહ, હરખ પામે સુંદર તેહ; વજડાવીયાં તે ઢોલ નીશાન, માગણ જન કરે બહુ વખાણ. ૪ જેટલા આવે આડા દેશ, ધન આપી નમે નરેશ. ખટ માસ એમ વહીને જાય, કનકાવતીએ પોહોત્યા રાય. ૫ ત્યાં છે કનકશેન નરેશ, તે તો ખોઈ બેઠો છે દેશ; ગામ એક રહ્યું છે સાર, તેમાં રહે છે બાળગોપાળ. ૬ બીજા પોતાના જે છે દેશ. ઝુંટી લીધા અન્ય નરેશ; જેના ભાગમાં હતું રાજ, સુંદર કહાડી મુક્યો મહારાજ. ૭ દુર ભુખી આવીરે રાજન, તેને કીધો ઘણો અભીમાન અભીમાન જે પ્રાણી કરે તેતો નીસ્ચે ભુખે મરે. ૮ અભીમાન, રાવણે કીધ, રામે મારીને લંકા લીધ; ગરવ કીધો તે તે દુરજોધન, તે તે પામ્યો વિઘન. ૯ સાતભાઈ તેને કહેવાએ, તે તો મુળ સમુળાં જાએ; અરજુંને કીધો અભીમાન, તેને દુખ્યા શ્રી ભગવાન, ૯ રાજ પાટ તે ખોયુ રાયે, બાર વરસ મોહા દુખીઆ થાએ; પછે ઉગારયા ભગવાન, માટે નવ ધરવું અભીમાન,

૧૦ અભીમાન સમુદરે કીધ, અગસ્તે આચમન કરી લીધુ એમ જે કરશે અભીમાન, તેમાં દુભાએ શ્રીભગવાન. ૧૧ **પુરવછાયા.** અભીમાન કીધું રાયજી. તો ગયુ નીજનું રાજ; સુંદર જો આવે સહી. તો રૂડું થાએ કાજ. ૧ સુંદર આવ્યો સીમામાં, તવ રાજા કોપ્યો મન; એક ગામ છે; મહારે, તે જાણે જગજીવન. ૨ હવે હુ શું કરૂ. કરૂ કોણુ ઊપાએ; ધન મુજને મળે નહી, શું આપી લાગુપાએ. ૩ સુંદર પુત્ર મેં કાઢીઓ, કરમી હું તો જેહ; ત્રણેપુર અભાગીયા, દુખ બહુ પામ્યો તેહ. ૪ **ચોપાઈ** સુંદર પુંત્ર હતો હોંસીઆર, તેને કાઢ્યો વન મોજાર; એ હોએ તો લીએ કોણુ નામ પુરે ગનડા કેરી હામ. ૧ ત્રોટકો. રાજા કરે છે બહુ રૂદન, લાડકવાયો મારો તન, તેતો વળી મેં કાઢ્યો વન. પુત્ર ખોયો મેં હાથથીરે ૧ સુંદર પુત્ર જો માહરો હોય તો મુને ગાંજી શકે ન કોએ; એમ કહી રૂવે રાજન, પૂત્ર ખોયો મેં હાથથીરે; ૨ સુંદર મારો પ્રાણ આધાર, હવે હું જીવું નહિ લગાર; નીરચે મારૂ પેટ કટાર. પૂત્ર ખોયો મેં હાથથીરે. રાજા મુખથી બોલયો વાણ હવે હુ કાહુ પ્રાણ બીજુ આવે એસાણુ; પૂત્ર ખોયો મેં હાથથીરે ૪ કટક આવ્યુ મારે ગામ, તેતો મારૂ લેશે નામ; તે માટે મરૂ આ ઠામ પુત્ર ખોયો મેં હાથથીરે ૫ એમ કહી કાઢે કટાર, હવે મરૂ આણે ઠાર: હાથે જઈ વળગ્યો કામદાર, ધીરજ ધારો મન લગાર- **પુરવછાયા.** પ્રધાન વાણી બોલીયા: સાંભળરે રાજન: કરો ઊપાય તમને કહું. ધીરજ રાખોમન. **ચોપાઈ** તમે ધીરજ રાખો મન, એક અશ્વ લીધો રાજન; તેને શણગારો રૂડી પેર પુજા સામગરી લીઓ ઘેર પાળા થઈને નીસરો બહાર, સાથે બાંધવા નહિ હથીયાર: કાચે સુતરે બાંધો હાથ, નહી બોલો પૃથ્વીના નાથ. ૨ પછે કરયો ઊપાએ, એમ રાજા મળવા જાએ; બેહુ ચાલ્યા રાજા પ્રધાન આવ્યા લશ્કરને મુકામ. ૩ આડા ઊભા છે છડીદાર તેણે ઊભા રાખ્યા તેણે ઠાર ખડે રહો તુ ભાઈ અહી હુકમ નહી ખાવનકા તહી ૪ સુંદર પાસે ગયા છડીદાર, કોઈ આયા હે તંબુ બહાર; તેણે કહી મુખથી વાત કંઈ હે પ્રથ્વીના નાથ. બેહાં બનીયા હે અપાર સુખે ખડા હે તંબુ બહાર જેમ હુકમ કરો તમ રાખે તારે સુદર વિસ્મે થાએ ૬ ઊઠીઓ તેણીવાર હાથ જોડી છોડ્યા હથીઆર, પીતા પાસે આવ્યો તન, નીર વહેને કરે રૂદન, રાજા આવ્યો તપે મોઝાર, આવી સુંદરને કીધો જુહાર; સુદર સામો આવ્યો તાંહ, રાજા વીસ્મે પામ્યો મન માંહે. **પુરવછાયા.** રાજા ત્યાં વીસ્મે થયો, જે આતો સુંદર તન; જોતાં આંસુ આવીયાં, ભલો તું જગજીવન. સુંદર વળતો બોલીયો, ઓળખો છો માહારા તાત; હું તો પુત્રજ તમ તણો, સાંભળો માહારી વાત. ૨ **ચોપાઈ.** રાજા મન થયો રળીઆત, જઈ બેઠા પુત્રની સાથ;

હરખે આંસૂ આવે જેહ, ભાવે કરીને ભેટયો તેહ. ૧ પછે આવ્યા
તે નગર મોઝાર, સરવે ઘોડે થયા અસવાર; ત્યાંથી ચાલી આવ્યા
ગામ માંહે, માણસ મળીઆં જોવા ત્યાંએ ૨ નગર તણી નારી
સોએ, તે તો ઉભી સુંદરને જોય; ભલે આવ્યા તે રાજકુમાર, એ-
મ કહે સઉ નર ને નાર. ૩ સુંદર આવ્યો રાજદુવાર, આવી મા-
તાને કીધો જુહાર; બાઈ ભોજાઈ ભેટયાં જાણ; બેટી રૂદન કરે પર
માણ. ૪ માતા રૂદન કરે છે અપાર; નઈણે આંસુ વહે ચોધાર;
સુંદર તેને દીએ છે ધીર, આપણે સાહાય થયા જદુવીર. ૬ ચારે
વહુ વર લાગે પાય, સાસુને મન હરખ ન માય, મધ્યાન કાળ થ
યો જેટલે, ભોજન વેળા થઈ તેટલે ૬ લશકર આખુ ભોજન કરે,
રાજા હરખ તે મનમાં ધરે; ભોજન કીધું સુંદર રાય, આનંદ
ઓચ્છવ ત્યાં બહુ થાય. **પુરવછાયા.** ઘણા દીવસ એમ વ
હી ગયા, સુંદર બોલ્યા વચન; આપણાં નગર જે હતાં, તે કોણે
લીધાં રાજન. ત્યાં રાજા વળતો બોલીયો તું સાંભળ મારી વાત; કે
ટલાંક ઘરાણે મુક્યાં સહી, વરસ થયાં છે સાત ૨ કે કેટલાક લુટીલ
ઈ ગયા બળીયા હતા જેહ; હવે તમે તો આવીયા, રૂડુ થાશે તેહ.
૨ સુંદર વળતો બોલીયો, ઘરેણે મુક્યાં સાર: ધન આપીને તેહને,
પાછાં લ્યો નીરધાર, ૩ જેની પાસે મુકીયાં તેને તેડાવ્યા જાણ; આ
વીને ઉભા રહ્યા, બોલ્યા મુખથી વાણ ૪ લેખુ હોય તે કીજીએ,
લ્યોની તમારાં ગામ; ધન અમારૂં આપીએ, એમાં નહી ઘણું કા-
મ, ૫ લેખાં કીધાં તાં સમી; ધન આપ્યું અપાર; જેના જેટલા દો
કડા દીધા રાજકુમાર **ચોપાઈ.** દોકડા આપીયા તે પ્રધાન ધ
નધન સુંદર રાજન; સુંદર ને આનંદ મન માંહે; ધન આપીને લીધાં
તહાં. ૧ બીજા ગામ ગયાંતાં સાર; જુધ કરીને લીધાં તેનીવાર;આ
સુંદર જેવો ન કોઈ જોઈ સઊ રાજી હોય. ૩ એમ વઈતાલ કહે સુ
ણો ને રાય, એતો હરી પુનના ફળ થાય; જેણે વીપ્રને આપ્યાં
અન; જેણે નાતને કરાવ્યાં ભોજન; રૂડાં તીરથ કરે નર કોઈ, એતો
હરી પુનનાં ફળ હોય; ઘોડા હસ્તિ બાંધ્યા દ્વાર, મોટા પુલ કરે વ
હેપાર, ૫ પરીવાર રાજાનો સરવ તેનો ઉતારયો મનનો ગરવ: પછે
સોંપ્યું સુંદરને રાજ, કનકસેન સમરે જગરાજ. **પુરવછાયા.**
રાજ સોંપ્યું અતી રીઝશું, સુંદરને તેવાર; સજન સહોદરહરખીયાં
મનમાં અપરમપાર ૧ સુંદર કથા રળીઆમણી સુણજો રાખી ભાં-
વ માં ઈચ્છીત ફળ પામશો આ જગમાં શુભલાભ ૨ શરોતા વકતા
સાંભળો, કહે કવીત કરજોડ; રાત દીવસ મુખથી વદો જય જય
શ્રી રણછોડ, ૩ ધીરજ ધારે મન વાસે; તેનો બેલીરામ, મુખ ચકી
નવમુકનું, ઉત્તમ હરીનું નામ; ૪ સુંદર જે પામીયો સુખ પરમે-
શ્વર પ્રતાપ; શ્રજન સરવે સમજો મુકતી થશે સઉ પાપ. ૪ સંપુરણ

